## લગ્નોત્સવ અને નૃત્યો

આદિવાસી જીવન સામૂહિક ભાવનાવાળું છે. લગ્ન જેવા સામાજિક પ્રસંગ પણ એમના માટે નૃત્ય-ઉત્સવ બની જાય છે.

સંખેડા તાલુકાની તડવી જાતિમાં લગ્ન વખતે નૃત્યો થાય છે. લગ્ન ગાળામાં જે ઘેર લગ્ન થવાનું હોય તેને ત્યાં દરરોજ રાત્રે, બેએક મહિના પહેલાંથી સ્ત્રી-પુરુષો ભેગાં થઇ નાચે છે.

જેમ બાબા ઇદની માનતા, મેળા અને હોળી નૃત્યો સર્જે છે, તેમ લગ્ન પણ નૃત્યઉત્સવ બની જાય છે. લગ્નોત્સવમાં નૃત્યમેળો જામે છે.

લગ્નમાં હાલેણી, આંબલીગોધો, કૂદણિયું, ઘમ્મરિયું, માટલી, રોળા, ડાંડિયાનાચ, જાનૈયાનાચ જેવાં ઘણાં નૃત્યો થાય છે.

હાલેણી અને કૂદણિયું એ ગીત ગાતાં ગાતાં થતાં નૃત્યો છે. આ નૃત્યોમાં કોઇપણ જાતનું વાદ્ય વપરાતું નથી.

જે ઘેર લગ્નની વાત ચાલતી હોય, જેનાં દીકરા-દીકરીનાં લગ્ન થવાનાં હોય તે ઘરના આંગણે, રાત્રે નૃત્યો થાય છે.

## હાલેણી નૃત્ય

હાલેણી પુરુષો અને સ્ત્રીઓ બંનેનું નૃત્ય છે. સ્ત્રીઓ અને મરદો જુદાં જુદાં વર્તુલોમાં પોતપોતાનાં નોખાં જૂથ જમાવીને નાચે છે.

હાલેણીને લોકભાષામાં ‘આલેણી’ કહે છે. હાલેણીના જુદા જુદા પ્રકારો છે. તડવી જાતિની યુવતીઓ વસંત ઋતુમાં રોળાગીત ગાઇને હાલેણી નાચે છે, તેને ‘રોળા’ કહે છે. ભીલ યુવતીઓ વસંતઋતુમાં ગીત ગાતાં જઇ હાલેણી નાચે છે. તે વખતે ઢોલની જરૂર પડતી નથી.

પુરુષો લગ્નપ્રસંગે જ હાલેણી નાચે છે. પાલપ્રદેશમાં પુરુષોના હાલેણીનૃત્યને ‘રોળા રમવા’ કહે છે.

નાચનાર એક બીજાને ખભે હાથ મૂકી, ગોળાકાર ફરીને, ગીતો ગાતાં જઇ નાચે તેને હાલેણી કહે છે.

હાલેણી નાચતી વખતે એક હાથ ખભે અને બીજો હાથ સાથીદારની કેડે, સાંકળ પેઠે વીંટાળે છે. વચમાં હોય તેના બંને હાથ, આગળ પાછળના સાથીની કેડે સાંકળ પેઠે વીંટળાયેલા રહે છે.

હાલેણીનૃત્ય પ્રાચીન નૃત્ય છે. નાચનાર એકબીજાની કેડે હાથના કંદોરા વીંટે છે. એવું ચિત્ર રાધા અને કૃષ્ણનું મળે છે. એક એક રાધા અને એક એક કહાન, એકબીજાની કેડે કંદોરા વીંટીને નાચે. જેના ઉલ્લેખો શ્રી. મંજુલાલ ર. મજમુદારે

આપ્યો છે : 'રાસક' એ પ્રાચીન નૃત્ય છે. આ રાસકના ત્રણ ભેદ અથવા પ્રકાર ગણાય છે.

(૧) લતારાસક, (૨) દંડરાસક, અને (૩) મંડલરાસક અથવા તાલીરાસક કે તાલરાસક. આમાંનો દંડ રાસક તે દાંડિયારાસ, તાલરાસક તે તાળીઓના તાલે ખેલાતો રાસ અને લતારાસકમાં બબ્બેનાં યુગલમાં ગૂંથાઇને લતા જેમ વૃક્ષને વીંટાઇ જાય છે તેમ-ગૂંથાઇને રમાતો પાસ. પશ્ચિમના 'બૉલ ડાન્સ' નું સ્મરણ આ પ્રકારથી થાય છે. આ લતારાસકમાં હાલેણી લોકનૃત્યનું જૂનું ચિત્ર જોઇ શકાય છે. આ લતારાસકનું ચિત્ર બારમા કે તેરમા સૈકામાં લખાયેલા બાલ ગોપાલ સ્તુતિ ગ્રંથમાં છે.

પ્રાચીન ચિત્રમાં રાધાકૃષ્ણને જોડીમાં નાચતાં બતાવ્યાં છે. પરંતુ હાલેણીનૃત્યમાં સ્ત્રી-પુરુષો એકબીજાની કેડે હાથ વીંટીને નાચતાં નથી. સ્ત્રી-પુરુષો અલગ અલગ નાચે છે.

બનાસકાંઠાથી વડોદરા જિલ્લા સુધી થતાં આદિવાસી નૃત્યોમાં સ્ત્રી-પુરુષ અલગ અલગ જ નાચે છે. જોડીમાં કદી નાચતાં નથી. હમણાં થોડા વર્ષોથી શિનોર આશ્રમ શાળાના વિદ્યાર્થીઓ યુવક મહોત્સવમાં નૃત્ય કરે છે ત્યારે છોકરો અને છોકરી એક બીજા સાથે જોડાઈને નાચે છે. તે પરંપરાગત નૃત્ય પ્રણાલિકા નથી. તેઓએ સંયોજી કાઢેલી રચના છે. તેમની જેમ છોટાઉદેપુરના રાઠવાઓનાં હોળી નૃત્યોની રજૂઆતમાં યુવકયુવતી એકબીજાનો હાથ ઝાલીને નાચવાની શરૂઆત થઇ છે, તે ડાંગના આદિવાસી નૃત્યોનું અનુકરણજ છે. સાચી પરંપરા નથી.

હાલેણી નૃત્યમાં ગીતો ગવાય છે.

## હાલેણી નૃત્ય ગીતો

લગ્નગાળામાં નૃત્ય સાથે ગવાતાં ગીતોને   નાચનાં ગીતો   કહે છે. આ ગીતો તડવી આદિવાસી સિવાયની તળબદા, ગરાસિયા વગેરે જાતિઓમાં પણ નૃત્ય વખતે ગવાય છે.

લગ્નનાં ફટાણાં પેઠે હાલેણીનાં ગીતોમાં પણ જાતિયતા ગવાય છે, જેથી અશ્લીલ ભાવ આવી જાય છે. દરેક ગીતનો ઢાળ જુદો જુદો હોય છે.

બધાં ગીતો વેવાઈ-વેવાણને ઉદ્દેશીને ગવાય છે, અને વેવાણનું નામ લેવામાં આવે છે. સ્ત્રીઓ વેવાણને શોક્ય કે ભોજાઇ કહીને સંબોધે છે. પુરુષો   મારી બાયડી   કહી સંબોધે છે. કેટલાંક શુધ્ધ નૃત્યગીતો છે. આ બધાં ગીતો લગ્નપ્રસંગના નાચ વખતે જ ગવાય છે. બીજે કોઇ પ્રસંગે ગવાતાં નથી. દરેક ગીતની પ્રથમ પક્તિ જુદી તરી આવે છે. કેટલાંક ગીત કથાગીત જેવાં છે અને તેમાં ભૂતકાળના બનાવો



વણાઇ ગયેલા છે.

ગીતોમાં વેવાણ કે વેવાઇની પુત્રીને કાચી કેરી સાથે, તાડની ખીલેલી મોરી-પાંદડાંની કુંપળોના ગુચ્છા સાથે સરખાવે છે.   કેડ-પાતળી   વેવાણની સરખામણી કેવી સુંદર છે ! ધાવડી વૃક્ષ ફૂલોથી લચી પડે છે તેના જેવી વેવાણ, જોબન અને ઘરેણાંથી લચી પડી છે :

ધોળી ધાવડી ફૂલેલી,
ડાઈળો નમી નમી જાય !
વેવાંઇણ કેડેથી પાતળી,
નમી નમી જાય !

લગ્ન ગાળામાં અને લગ્નના દહાડામાં થતા હાલેણી-આલેણી નૃત્ય વખતે ગીતો ગવાય છે. સ્ત્રીઓ અને પુરુષો લગભગ સરખાં ગીતો ગાય છે. એ બધાં ગીતો આગળ આપ્યાં છે.

## ૧
## કાચી કેરી જેવી

આંબાની કાચી કેરી જેવી વેવાણ કુંવારી છે. હળદરનો પીળો ડમરક રંગ એને લાગી ચૂક્યો છે. એની જોવનાઇ ખીલી ઊઠી છે. એને,ઓ વેવાઇ ! મારા ભાઇ સાથે પરણાવ !

અલા[૧] ઓંબા[૨] તારી કેરી કુંમારી[૩] રે,
અળદી[૪] નો રંગ લાઇગો[૫]
અલા વેવાય[૬] તારી છોરી કુંમારી રે,
અળદીનો રંગ લાઇગો
અલા કાળિયા તારી નમલી કુંમારી રે,
અળદીનો રંગ લાઇગો.
મારા ક્યા ભયની[૭] વેરે[૮] પઇનાવો રે.[૯]
અળદીનો રંગ લાઇગો.
મારા મથુરભયની પેરે પઇનાવો રે,
અળદીનો રંગ લાઇગો.

(૧.અલ્યા, ૨.આંબો, ૩.કુંવારી, ૪.હળદી-હળદર, ૫. લાગ્યો-પાઠાંતર : કેરીનો રંગ લાઇગો, ૬.વેવાઇ, ૭.ભઇ-ભાઇ, ૮સાથે, ૯. પરણાવો.)

## ૨
## ઘૂઘરો બંધાવો

પહેલાંના વખતમાં પુરુષો કેડે ઘૂઘરો બાંધીને નાચતા. નસવાડી તાલુકાના આદિવાસીઓ કવાંટ તા. છોટા ઉદેપુરથી ઘૂઘરા લાવતા. હવે ઘેરૈયા થાય ત્યારે જ પુરુષો ઘૂઘરા કેડે બાંધે છે. આ ગીત હોળીના બીજા દિવસે નાચતાં પણ સ્ત્રીઓ ગાય છે. હોળી વખતે નાચવાનું ધીમે ધીમે ઓછું થતું જાય છે.

રૂપિયાના બાર હેરી[૧] ઘૂઘરા રે, ભાય ભાય[૨]
ક્યો ભાય હંખેળે[૩] જેલો રે[૪], ભાય ભાય
ભગો ભાય હંખેળે જેલો રે, ભાય ભાય
હંખેળેથી ઘૂઘરા લાવેલોરે, ભાય ભાય

રૂપિયાના બાર હેરી ઘૂઘરારે, ભાય ભાય
બંધાવો ઝીણકીની કેળે[૫]
ઘૂઘર ભલો સોહેરે, ભાય ભાય



ભોજાય ચાલે ને રમઝમ બોલે,
ઘૂઘર ભલો સોહેરે, ભાય ભાય
માળીએ[૬] પોણી[૭] પીવા જેલી
ઘૂઘર છૂટી પઇળા[૮]
નાચણ[૯] ભૂલી જેલીરે, ભાય ભાય

(૧.સેરી-સેરો વાળો, ૨.ભાઇ ભાઇ, ૩.સંખેડે-સંખેડા, ૪.ગયેલો, ૫.કેડે, ૬.માળી-લાકડાના માંડવાનું પાણિયારું, ૭.પાણી, ૮.પડ્યા, ૯.નાચવાનું-નૃત્ય)

## ૩
## નાંદોદની ઘૂઘરી

રાજપીપળા-નાંદોદ જૂનું શહેર છે. તેની ખ્યાતિ પહેલાં હતી. નાચતી વખતે કેડે બાંધવાની ઘૂઘરીઓ નાંદોદથી લાવવામાં આવતી હતી, એવો ઉલ્લેખ છે.

નાંદોદથી ઘૂઘરી મંગાવી વેવાણની કેડે બંધાવો. ઝીણી ઘૂઘરી છમ્મ છમ્મ વાગે છે.

અલા[૧] નંદોજી[૨] ઘૂઘરી મંગાવો
ઝીણી ઘૂઘરી છમકે[૩] છે
અલા બંધાવો વેવાણીની કેળે[૪],
ઝીણી ઘૂઘરી છમકે છે
અલા બંધાવો દરિયાની[૫] કેળે,
ઝીણી ઘૂઘરી છમકે છે.

(૧.અલ્યા, ૨.નાંદોદની, ૩.છમ્મ છમ્મ અવાજ કરતી વાગે છે, ૪.કેડે, ૫.વ્યક્તિવાચક નામ.)

## ૪
## ડભોઇનો હીરો કડિયો

બનતા બનાવો ગીતોમાં વણાઈ જાય છે. કદી કદી ભૂતકાળમાં બનેલા બનાવોની કે દંતકથાની છાપ ગીતોમાં જળવાઇ રહે છે. ડભોઇનો કિલ્લો વિસલદેવના વખતમાં હીરાધર શિલ્પીએ બાંધેલો. હીરાધરની યાદ જળવાઇ છે,પણ તે કેવા વિકૃત રૂપે ગીતમાં જળવાઇ રહી છે !

ડભોઇનો કોટ ચણી લીધો,
મારા ઇરે[૧] કડિયે રે[૨]
વેવોણને ઊભી ચણી લીધી
મારા ઇરે કડિયે રે

ભૂરકીને[૩] ઊભી ચણી લીધી
મારા ઇરે કડિયે રે
શું કરવા ઊભી ચણી લીધી
મારા ઇરે કડિયે રે ?
બાઇડી[૪] કરવા ઊભી ચણી લીધી
મારા ઇરે કડિયે રે.

(૧-૨. હીરા, કડિયાએ, ૩.વ્યક્તિવાચક નામ, ૪.બાયડી-પત્ની)

## ૫
## વેવાઈની મોટાઇ

વેવાણે અગાઉથી ભારે ઘરેણાં ઘડાવી લાવવાની ડંફાશ મારી હશે. સંજોગોને લીધે નહિ લાવી શકનાર વેવાણને કટાક્ષ બાણોથી વીંધવામાં આવે છે.

ઝોંઝરિયું[૧] ઘળાવે[૨] ઓ વેવઇ, ઝોંઝરિયું રે
કે,[૩] દાડોનો[૪] વેવા વેવા[૫] કરે
ઓ વેવઇ ઝોંઝરિયું રે
મોંડવે મોં મે'ળી[૬] રે' લો[૭]
ઓ વેવઇ ઝોંઝરિયું રે
ઝોંઝરિયું ઘળાવે ઓ વેવોઇણ[૮], ઝાંઝરિયું રે
કે દાડોની વેવા વેવા કરે
ઓ નંદલી[૯] ઝોંઝરિયું રે,
મોંડવે મોં મે ળી રે લી
ઓ વેવોઇણ ઝોંઝરિયું રે

(૧.ઝાંઝર, ૨.ઘડાવે, ૩.કેટલાક, ૪.દહાડા, દિવસનો ૫.વિવાહ,૬.મરડી-ફીક્કું મોં, ૭.રહેલો-રહ્યો, ૮.વેવાણ, ૯. વ્યક્તિવાચક નામ)

## ૬
## લેણું વાળવા

વેવાઇને ઘર ખર્ચ ઘણો થતો હશે, તેથી શાહુકારને ઘેર ઘણું દેવું થઇ ગયું. એ લહેણું કેવી રીતે ચૂકવી શકે ? ઉપાય બતાવે છે કે, ઓ વેવાઇ ! તારી દીકરી દેવા પેટે ખંડી આપ. તારું દેવું ચૂકતે થઇ જશે ! દેવા પેટે રોકડા રૂપિયા ન આપી શકાય અને તેને બદલે ઘર, ગાય, બળદ કે ભેંસ આપવામાં આવે તો તેની કિંમત ગણવાની રીતને ખંડ કહે છે.



મકોળોની[૧] હાઇર[૨] ચાઇલી[૩]
ઓ મકોળા[૪] લાલ રે !
વેવય[૫] તારે જબરું[૬] લેણું[૭]
ઓ મકોળા લાલ રે !
તારી કમળી ખંડી[૮] આલે[૯]
ઓ મકોળા લાલ રે !
તારું લેણું વળી[૧૦] જીશે[૧૧]
ઓ મકોળા લાલ રે !

(૧.મંકોડા, ૨.હાર, ૩.ચાલી, ૪. મંકોડા, ૫.વેવાઇ, ૬.ઘણું, ૭.દેવું, ૮.ખંડવું-ઉચ્ચક કિંમત નક્કી કરવી, ૯.આપ, ૧૦.વસૂલ-ભરપાઇ, ૧૧.જશે.)

## ૭
## બંદૂકધારી વેવાઇ

રૂઆબ અને જબરો ઠસ્સો રાખનારા, ખભે બંદૂક ભરાવીને ફરનારા, પોતાનો મોભો મોટો દેખાડનારા વેવાઇ પ્રત્યે કટાક્ષ કર્યો છે. હે વેવાઇ ! તું મોટો મિલકતવાળો છે, એ બતાવવા તું ઘોડે બેસીને ફરે છે, ખભે બંદૂક ભરાવીને નીકળે છે. પણ તું ભારમાં રહેજે, જરા મોટાઇ જાળવી જાણજે. સમાજના જે નીતિ નિયમો છે તે જાળવજે. વિચારવંત, ઠરેલ પેઠે રાગમાં રહેજો. આછકલાઇ બતાવીશ નહિ !

ખોંઇધે[૧] બંધુકળી[૨] વાળો 'લા
વેવય ![૩] ભારમેં[૪] રી'જો[૫]
ખોંઇધે બંધુકળીવાળો 'લા
ભૂરિયા ! ભારમેં રી'જો
તોં[૬] તારી બે'નીને પેણે[૭] 'લા
વેવય ! ભારમેં રી'જો
ભારમેં રીજો સાલા[૮]
રાગમેં[૯] રી' જો

(૧.ખાંધે-ખભે, ૨.બંદૂકડી, ૩. વેવાઇ, ૪.ભારબોજ-માપવામાં-આબરુભેર, ૫.રહેજો, ૬.ત્યાં, ૭.પરણે-(લગ્ન કરુ), ૮.સાળા, ૯.રીતમાં-વહેવારમાં)

## ૮
## સંઘ ચાલ્યો જાય છે

આકડો ઊગ્યો છે. તેની નજીક તળાવ છે. ત્યાં થઇને જવાની વાટ છે- પગદંડી છે. ત્યાં થઇને મારો સંઘ જાય છે. તેમાં તારી બૈરી પણ ભળીને ચાલવા

લાગી છે. તેને પાછી વાળ !

ઑંકળાના[1] થળમેં[2] તલાવ
તોં મારો સંગ[3] ચાઇલો[4] જાય રે
વેવય તારી બાઇળી[5] પાછી વાઇળ[6]
તોં મારો સંગ ચાઇલો જાય રે
ઑંકળાના થળમેં તલાવ
તોં મારો સંગ ચાઇલો જા રે
શનિયા તારી બાઈળી પાછી વાઇળ
તોં મારો સંગ ચાઇલો જાય રે
શનિયા તારી કમળી[7] ન પાછી વાઇળ
તોં મારો સંગ ચાઇલો જાય રે

(૧.આકડો, ૨.થડમાં-નજીકમાં, ૩.સંઘ, ૪.ચાલ્યો, ૫.બાઇડી-ધણીયાણી, ૬.વાળ-બોલાવ, ૭.કમળીને (વ્યક્તિવાચક નામ))

## ૯
## તમાકુના શોખીન

ઘરના વાડામાં આંબલી ઊગેલી છે. એ આંબલી કાપવાની છે. કાપવા માટે માણસોની જરૂર પડશે. દિલ્હી જેટલા દૂરથી માણસો બોલાવીને આંબલી કાપવી પડશે. કાપનારા તમાકુ પીવાના શોખીન છે. એ વેવાઇનું નામ જાણતી નથી. મારી શોક્ય વેવાણનું નામ પણ નથી જાણતી. હા, હવે નામ જાણ્યું. મારી શોક્ય વેવાણનું નામ તો સોનકી છે !

ઑંબલી[1] કપાવો દલીના[2] લોક
ભોંગરલીના[3] ભોજી[4] દલીના લોક.
વેવોઇણનું નોંમ[5] નથી જોંણતી[6]
વેવોઇણ[7] મારી શોઇક[8]
ભોંગરલીના ભોજી દલીના લોક.
હાવ[9] નોંમ જોઇણું[10]
નોંનકી[11] મારી શોઇક
ભોંગરલીના ભોજી દલીના લોક.

(૧.આંબલી, ૨.દિલ્હીની, ૩.ભાંગરલી-તમાકું, ૪.ભોગી-શોખીન, ૫.નામ, ૬.જાણતી, ૭.વેવાણ, ૮.શોક(સપત્ની), ૯.હવે, ૧૦.જાણ્યું, ૧૧.નાનકી(વ્યક્તિવાચકનામ)



## ૧૦
## ભાઈની ચોકી

ભાઇ ચોકીદાર છે. એની ચોકીમાંથી કોઇ છટકી ન શકે. મારા જેઠાભાઈની ચોકી છે. ઓ વેવાણ તું અસાવધ ના રહેતી. હું તારું નામ નહોતી જાણતી. હવે નામ જાણ્યું. ઓ રતની !આ જેવા તેવા ગામનો મેળો નથી. આ તો ભદ્રાલી ગામનો મેળો છે ! એની શક્તિ, એનો રૂઆબ, એનો કડપ તારાથી સહન નહિ થાય !

ક્યા ભયનો[1] શેખો[2] લી વેવોંણ[3]
ક્યા ભયનો શેખો લી વેવોંણ
ભૂરાભયનો શેખો લી વેવોંણ
ભૂરાભયનો શેખો લી વેવોંણ
હાવ નોંમ જોંઇણું લી વેવોંણ
હાવ નોંમ જોંઇણું લી વેવોંણ
હાવ નોંમ જોંઇણું લી ફૂલળી[4]
હાવ નોંમ જોંઇણુ લી ફૂલળી
ભદ્દરાલીયો[5] મેળો લી વેવોંણ
ભદ્દરાલીયો મેળો લી વેવોંણ
તાશેરો[6] ની[7] ઝીલાય[8] લી વેવોંણ
તાશેરો ની ઝીલાય લી વેવોંણ.

(૧.ભાઇનો, ૨.ચોકી, ૩.વેવાણ, ૪.ફૂલડી-વ્યક્તિવાચક નામ, ૫.ભદ્રાલીનો, ૬.તાકાત-તાપ-રોફ, ૭.નહિ, ૮.વેઠાય, સહન થાય.)

## ૧૧
## હીંચવા રડે !

ટીંબરવાના ઝાડની ડાળીએ કંબોઇના વેલા જેવી પાતળી ડાળીઓનો હીંચકો બાંધ્યો છે. પેલી કોયલી વેવાણને હીંચકે બેસવાનો ઓરતો છે. એ હીંચકે બેસવા રડે છે. મારો મગનભાઇ હીંચકો નાખે છે. મગનભાઇએ વેવાણને હીંચકે બેસાડીને હીંચકા નાખ્યા.

ટીંબરવાની[1] ડાળી રે,કંબોયનો[2] ઇચકો[3]
કોયલી[4] બેસવા રળેરે[5], કંબોયનો ઇચકો
ક્યા ભય[6] નાખેરે, કંબોયનો ઇચકો
મગનભય નાખેરે, કંબોયનો ઇચકો
આવતાં નાખું ઇચકો, જતાં નાખું ઇચકો
ટીંબરવાની ડાળીરે, કંબોયનો ઇચકો.

(૧.ટીંબરવો-ટીમરું(એક વૃક્ષ), ૨.કંબોઇ (એક વૃક્ષ), ૩.હિંચકો, ૪.વ્યક્તિવાચક નામ, ૫.રડે, ૬.ભાઇ.)

## ૧૨
## રોઝ- ભૂંડનો શિકાર

અવળો ને સવળો ડુંગર છે. હે ભોળા રાજા ! ત્યાં શિકારે ચડ્યા છે. મારો ભઇલોભાઈ શિકારે ચડ્યો છે. એણે કેડે બંદૂક બાંધી છે. બંદૂકની નાળ વડે ભડાકો કર્યો. મોટો રોઝ મારી પાડ્યો. પછી વેવાણ જેવી ભૂંડણ મારી પાડી. એને કોણ ખાશે ? એને હલકાં ગણાતાં લોકો ખાશે. ખાયને પાછું ભૂંડુ બોલશે.

અવળો[૧] સવળો[૨] ડુંગર[૩], ભોળા રાજા ![૪]
કયો ભય ચઇળો[૫] રે શિકાર[૬], ભોળા રાજા !
ભઇલોભય[૭] ચઇળો રે શિકાર, ભોળા રાજા !
કેડશે[૮] બોંઇધી રે[૯] બંધૂક[૧૦], ભોળા રાજા !
નાઇળે[૧૧] કઇરો રે[૧૨] અવાજ, ભોળા રાજા !
માઇરો[૧૩] દુંવારી[૧૪] રોઝ, ભોળા રાજા !
મારી પાઇળી[૧૫] બજલી[૧૬] વેવોંણ, ભોળા રાજા !
ખાશે... [૧૭]નાં ...[૧૮], ભોળા રાજા !
ખાશે પીશે ને ભૂંડું બોલશે, ભોળા રાજા !

(૧. અવળો, ૨.સવળો (ઊંધો ને ચતો નામના), ૩.ડુંગર, ૪.હે ભોળા રાજા !, ૫.ચઢ્યો, નીકળ્યો, ૬.શિકાર કરવા, ૭.ભઇલાલ ભાઇ (નામ) ૮.કેડે, ૯.બાંધી, ૧૦.બંદૂક, ૧૧.નાળથી ૧૨.ક્યો, ૧૩.માર્યો, ૧૪.એ નામનો રોઝ (નીલગાય), ૧૫.પાડી-નાખી, ૧૬.નામ, ૧૭.ગામનું નામ, ૧૮.મહેતર લોકો માટેનો તુચ્છકાર વાચક શબ્દ)

## ૧૩
## લૂ લાગી !

બ્રહ્મચારીઓનો મેળો ભરાયો હતો. ખાંડિયાકૂવા પાસે મૂકામ નાખ્યો હતો. ઝેરિયો આંબલાં ઝૂડતો હતો. ભાઇ અકડી લઇને આંબલા પાડવા ગયો. તેની સાથે વેવાણ ટોપલો લઇને નીચે પડેલાં આંબલા વીણવા ગઇ. ભાઇ આંબલા ઝૂડે છે ને તેનો સંગાથ કરીને વેવાણ આંબલા વીણે છે. જાણે બંને પતિ-પત્ની ! મોટાં મોટાં આંબલા વીણી લીધાં. નાનાં આંબલાં પડતાં મેલ્યાં. આખો દિવસ તડકામાં આંબલાં વીણ્યાં એટલે વેવાણને લૂ લાગી. હાથે પગે થોડી લૂ લાગી, પણ એનાં ગૃહ્યાંગોમાં ઘણી લાગી !



ખોંડિયે કૂવે[૧] નાઇખો[૨] મુકોમ,[૩]
ઝેરિયો[૪] ઓંબલાં[૫] ઝુળે[૬]
ભરમચારીનો[૭] મોમલો.[૮]
મકાભયે[૯] અકળી[૧૦] લીધી ન,[૧૧]
કોંતિએ[૧૨] ટોપલો લીધો,
ભરમચારીનો મોમલો.
મકોભય ઓંબલાં ઝુળે ન
કોંતિ ઓંબલાં વીણે,
ભરમચારીનો મોમલો.
ઘાઘર[૧૩] ઘાઘર વીણી લીધા ન,
તેળીયાં[૧૪] પઇળાં મેઇલાં,
ભરમચારીનો મોમલો.
કે [૧૫] કોંતિ ! તને કોં[૧૬] લૂક[૧૭] લાઇગી,[૧૮]
ભરમચારીનો મોમલો.
આથે પગે[૧૯] થોળી[૨૦] લાઇગી ન,
ચોટલે[૨૧] ઘણી લૂક લાઇગી,
ભરમચારીનો મોમલો.

(૧.ખાંડિયા કૂવા, ૨.નાખ્યો, ૩.મુકામ-પડાવ, ૪.ઝેરિયો- વ્યક્તિવાચક નામ, ૫.આંબલો, ૬.ઝૂડે-લાકડી વડે પાડે, ૭.બ્રહ્મચારીનો, ૮.મેળો, ૯.મકાભાઇ ( વ્યક્તિવાચક નામ ), ૧૦.અકડી-આંબલાં પાડવાનું વાંસી જેવું સાધન, ૧૧. ને, અને, ૧૨. કાંતિ (સ્ત્રી વ્યક્તિવાચક નામ), ૧૩.મોટાં આંબલા, ૧૪.તેડિયા-નાનાં આંબલાં, ૧૫.કહે, ૧૬.કયાં, ૧૭.લૂ, ૧૮.લાગી, ૧૯.હાથે અને પગે, ૨૦.થોડી-ઓછી, ૨૧.ચોટલો-આ રૂઢિપ્રયોગ છે-ચોટલે ઝાલવી અને એને બળાત્કાર કરવો.)

## ૧૪
## વેવાણને હળે જોતરી

ખેતરમાં કપાસની નાની નાની વેણો હતી. બ્રહ્મચારીનો મેળો ભરાયેલો હતો. નાની નાની વેણો ખડખડ થતી હતી. પવનથી અવાજ આવતો હતો. એવા સમયે ભાઇએ હળ જોતર્યું. જમણી બાજુ પોતાનો ગોધલો (વાછરડો) જોડ્યો. ડાબી બાજુ મારી ભાભી વેવાણને જોડી ! બળદને હાંકવા માટે પરોણા વડે ગોદો કરવો પડે છે. તેવી રીતે ભાઇએ સ્વાભાવિકપણે પરોણાની આરનો ગોદો કર્યો. ડાબી કૂખમાં ગોદો કરતાંજ વેવાણ ચમકી !

ઝીણી ઝીણી વેણો[૧] ઘળુકે રે,[૨]
ભરમચારીનો[૩] મોમલો[૪]

જમણો[5] જોઇળો[6] ભાયનો[7] ગોધલોરે,[8]
ભરમચારીનો મોમલો
ડાબી[9] જોઇળી ભોજાય[10] વેવોંણ રે,[11]
ભરમચારીનો મોમલો
ગોધો[12] કઇરો[13] ડાબી કૂખમેં રે,[14]
ભરમચારીનો મોમલો
ગોધો કઇરો ને શોઇક[15] ચઇમકીરે,[16]
ભરમચારીનો મોમલો

(૧.કરાંઠી-કપાસ અથવા તુવેરની સાંઠી, ૨.ઘડૂકે-વરસાદ ગાજતો હોય એવો અવાજ થાય, ૩.બ્રહ્મચારી, ૪.મેળો, ૫.જમણી બાજુ, ૬.જોડ્યો, ૭.ભાઇનો, ૮.ઘરની ગાયનો જુવાન બળદ-તાજો પલોટેલો, ૯.ડાબી બાજુ, ૧૦.ભાભી જેવી, ૧૧.વેવાણ, ૧૨.ગોદો, ૧૩.કર્યો, ૧૪.ડાબી કૂખ-રૂઢિપ્રયોગ છે. જેને છોકરાં ન થયાં ત્યારે કહેવાય છે : એની કૂખ નથી ફાટી. અથવા એની કૂખે છોકરો જન્મ્યો. ૧૫.શૉક-પતિની બીજી પત્ની, ૧૬.ચમકી-કંપી ઊઠી.)

## ૧૫
## વેવાણનો સંબંધ

કામ કરતી વખતે બાજરીનું રાડું લૂગડાને છેડલે ચોંટી રહે છે,તેવી જ રીતે પેલી વેવાણ મારા ભાઇને છેડે ચોંટી છે. ઓ ઝોલા મારુજી ! ભાઇની સાથે હોવાથી એ વેવાણ મારી ભાભી લાગે છે.

બાજરીનું રાળું[1] હેરે[2]લાઇગું રે[3]
ઝોલા મારુજી[4]
વેવોંણ ભોજાય[5] હેરે લાઇગીરે
ઝોલા મારુજી.
નમલી[6] ભોજાય હેરે લાઇગીરે
ઝોલા મારુજી.
ભાયો[7] સંઘાત[8] મારી ભોજાય લાગે રે
ઝોલા મારુજી.

(૧.રાડું-સૂકો સાંઠો, ૨.છેડે-વાંસે પાછળ, ૩.લાગ્યું, ૪.ઝીણા મારુજી નું રૂપ હશે ?,૫.ભાભી, ૬.નમલી (નામ), ૭. ભાઇઓ, ૮.સંગાથે-સાથે-ભાઇને લીધે.)

## ૧૬
## ચંપાનાં ફૂલ લેવા આવી !

વાડીમાં ચંપો મ્હોરી ઊઠ્યો છે. હે બારિયા ! મારું દિલ એમાં લાગ્યું છે. મને ખૂબ ગમી ગયેલાં ચંપાનાં ફૂલ લેવા વેવાણ આવી છે. મફત કેમ આપું ? મૂલ આપે તો ફૂલ આપું. મારા ભાઇની પત્ની થાય તો ચંપાનાં ફૂલ આપું !

વાળીમેં ચંપો મો  રેલો,
મારાં દલ લાઇગાં  લા બારિયા.
વેવોંણ ફૂલ લેવા આઇવી,
મારાં દલ લાઇગાં  લા બારિયા.
રૂખલી ફૂલ લેવા આઇવી,
મારાં દલ લાઇગાં  લા બારિયા.
ફોગટ ફૂલ કમ આલું,
મારાં દલ લાઇગાં  લા બારિયા.
ભાયની બાઇળી થાય ત ફૂલ આલું,
મારાં દલ લાઇગાં  લા બારિયા

(૧.વાડીમાં, ૨.મહોરેલો, ખીલેલો, ૩.મારું દિલ લાગ્યું-મારું મન મોહ્યું, ૪.અલ્યા બારિયા ! સંબોધન છે, ૫.વેવાણ, ૬.આવી, ૭.રૂખલી-રૂખી (રુક્મણિ ઉપરથી)(નામ), ૮.મફત, ૯.કેમ, શા માટે, ૧૦.આપું, ૧૧.ભાઇની, ૧૨.બાઇડી-વહુ, ૧૩.તો-ત્યારે)

## ૧૭
## ઘોળી ઘાવડી ફૂલેલી !

વનમાં વનવૃક્ષો નવ પલ્લવિત થઇ ગયાં છે. ઘાવડાનાં વૃક્ષો પણ ફાલી ઊઠ્યાં છે. ઘોળી ઘાવડી ફૂલોથી લચી પડી છે. તેના જેવીજ વેવાઇની દીકરી કેડ પાતળી છે ને ઘરેણાંથી લૂમઝૂમ છે. તેથી ઘોળી ઘાવડી જેવી દેખાય છે !

ઘોળી ઘાવળી[1] ફૂલેલી,[2]
ડાઇળો[3] નમી નમી જાય !
વેવોંણ કેળેથી[4] પાતળી,
નમી નમી જાય !
જનળી[5] કેળેથી પાતળી,[6]
નમી નમી જાય !
મારા ભાયોની બાઇળી,
નમી નમી જાય !

(૧.ઘોળી વાવડી-વૃક્ષ. ઘાવડો વૃક્ષ નાનું હોય તો ઘાવડી કહેવાય છે. જેમકે નાનું મહુડી અને મોટું વૃક્ષ મહુડો, ૨.ખીલેલી-ખૂબ ફૂલો આવવાં, ૩.ડાળો, ૪.કેડથી, ૫.જનડી (નામ), ૬.મારા ભાઇની વહુ જેવી.)

## ૧૮
## મહુડાં વીણવા જવું

સીમમાં અને જંગલમાં જાત જાતની મહુડી થાય છે. જેનાં મહુડાં બપોરે પડતાં હોય તે બપોરિયેણ મહુડી કહેવાય છે. જેનાં મહુડાં મધ જેવાં ગળ્યાં હોય છે, તે મહુડી ગળી મહુડી કહેવાય છે. નાના ભાણેજ સાથે મહુડાં વીણવા જાય છે. મહુડાનાં સૂકાં પાન ખસેડતાં વીંછી કરડ્યો. હત્ તારી ડોશીને લાવું, વીંછીએ ડંખ માર્યો. વેવાઇની દીકરીને પરણું !

ગઇળી[1] રે મોવળી[2] તારાં મોવળાં[3] વીણવા જવું,
મારું નાનેરું[4] ભોંણજું.[5]
ખાખરા[6] ખખરાવતાં[7] વીંછુળે[8] ચમકાવી,[9]
મારું નાનેરું ભોંણજું,
હત[10] તારી[11] ડોશી ન[12] ઓંણું[13]
વીંછુળે ચમકાવી,
મારું નાનેરું ભોંણજું.
હત તારી ધોળકી ન[14] પે ણું[15]
વીંછુળે ચમકાવી
મારું નાનેરું ભોંણજું.

(૧.ગળી, ૨.મહુડી, ૩.મહુડાં (મહુડીનાં ફૂલ), ૪.મારો નાનો, ૫.ભાણેજ, ૬.ખાખરા-સૂકાં પાંદડાં, ૭.હાથ વડે ભેગા કરતાં ખળ ખળ અવાજ થાય છે, ૮.વીંછીએ, ૯.ચટકાવી-વીંછી કરડ્યો, ૧૦.હત, ૧૧.તારીની, ૧૨ ને ૧૩ આંણું, વીંધુ, ૧૪.ધોળકીને (નામ),૧૫.પરણું.)

## ૧૯
## દારૂની લત

મહુડાં વીણી લાવી ઘેર દારૂ ગાળે છે. દારૂ પીવાની લહેજત લેવા વેવાણને બોલાવે છે. દારૂ પીવા વેવાણ આવે છે. વેવાઇ સાથે દારૂ પીને વેવાણ નશામાં ચકચૂર થઇ જાય છે.

મોવળાં[1] નાખેલાં ભેખોઇળમેં,[2]
મોવળાં નાખેલાં ભેખોઇળમેં.
દારૂલો[3] ગાળેલો[4] ભેખોઇળમેં
દારૂલો ગાળેલો ભેખોઇળમેં.
દારૂ પીવા આવે લી[5] વેવોંણ,
દારૂ પીવા આવે લી વેવોંણ.



જમણું પોન[6] લાવે લી વેવોંણ,
જમણું પોન લાવે લી વેવોંણ.
પે લી[7] વાળી[8] લીજો[9] લી વેવોંણ,
પેલી વાળી લીજો લી વેવોંણ.
બીજી વાળી લીજો લી વેવોંણ,
બીજી વાળી લીજો લી વેવોંણ.
તીજી[10] વાળીએ લેરી[11] લી વેવોંણ,
તીજી વાળીએ લે રી લી વેવોંણ.
ચોથી વાળીએ લેરી લી વેવોંણ,
ચોથી વાળીએ લે રીલી વેવોંણ
થાકી પળેલી[12] લી વેવોંણ,
થાકી પળેલી લી વેવોંણ.

(૧.મહુડાં નાખવાં-દારૂ ગાળવા માટે બોળવાં-આથો ચડાવવા મૂકવાં, ૨.ભેખોડમાં, ૩.દારૂ, ૪.ગાળવું, ૫.અલી, ૬.વચલું પાન, ૭.પહેલી, ૮.વાળી-એક માપ, ૯.લેજો-પી જો, ૧૦.ત્રીજી, ૧૧.નશામાં ડોલે, ૧૨.નશામાં ચકચૂર થયેલી.)

## ૨૦
## જાંબુનો તોરો

જળમાં જાંબુ ઊગ્યો છે. તેને ખૂબ ફૂલ અને ફળ આવ્યાં છે. જાંબુની ડાળખી તોડીને માથા પર મૂકીએ તો જાણે ફૂલોનો તોરો માથે મૂક્યો હોય એવું લાગે છે.

જળમેં ઊઇગો[1] જળ જોંબુ રે,[2]
જોંબુ તારો તોળો[3] મેલાવી[4] દેંમ[5]
વેવોંઇણ[6] મારી શું સગી લાગે રે
જોંબુ તારો તોળો મેલાવી દેંમ
રમતી[7] મારી શું સગી લાગે રે
જોંબુ તારો તોળો મેલાવી દેંમ
એ તો મારા સગાભાયની[8] બાઇળીરે,[9]
જોંબુ તારો તોળો મેલાવી દેંમ
એ તો મારી સગી ભોજાય[10] લાગે રે,
જોંબુ તારો તોળો મેલાવી દેંમ.

(૧.ઊગ્યો, ૨.જળ જાંબુ-નદી કિનારે ઊગતો જાંબુડો, ૩.તોડો-કલગી, ૪.મુકાવી, ૫.દઉં, ૬.વેવાણ, ૭.રમતી(નામ), ૮.ભાઇની, ૯.બાયડી, પત્ની, ૧૦.ભાભી.)

## ૨૧
## દેડકો તાણી જશે !

તળાવની પાળે આંબલો છે. તેની હેઠવાસે કૂવો છે. તળાવનું પાણી જાણે સમુદ્ર જેવું ઊંડું છે. અને દરિયાની લહેરો જેવીલહરો ઊઠે છે. હે વેવાણ ! તું પાણી ભરવા ન જઇશ. ત્યાં દેડકો છે તે તને તાણી જશે. પાણીમાં રહેતો ડેંડવો(સાપ) તને દાબી લેશે !

ઓંબલા[1] એ હે[2] કૂવો ન[3]
સમધર[4] ઝોલાં મારે રે ![5]
રૂપલી[6] પોણી[7] નુ[8] જાઇશ[9]
ડેળકો[10] તોંણી[11] જીશે રે.[12]
ડેળકો તોંણી જીશે ન
ડેંડવો[13] દાબી લેશે રે !

(૧.આંબલા, ૨.હેઠે, ૩.ને, અને, ૪.સમુદ્ર-સમુદ્ર પેઠે, ૫. પાણીની છાલકો મારે-જાણે ડોલતું હોય એમ લાગે, ૬.રૂપલી (નામ), ૭.પાણી, ૮.ના, ૯.જઇશ, ૧૦.દેડકો, ૧૧.તાણી-ઘસડી, ૧૨.જશે, ૧૩.પાણીનો સાપ)

## ૨૨
## ભીંડી વાવવામાં સંગાથ

ખેતરમાં ભીંડી વાવવાની છે. ભીંડી વાવી દીધી પછી ભીંડીની આખી ખેતી પૂરી કરી, ભીંડીના ભારા બાંધી નદીમાં બોળીને રેસા કાઢ્યા. રેસા અને શણિયાં ઘેર લાવતાં સુધીની કામગીરી થઇ. બધી કામગીરીમાં ભાઇને વેવાણે સાથ આપ્યો. પરણેતર બૈરી સાથ આપે એ રીતે.

ભીંડી[1] ઓરવા[2] જવાં મારા ભાયો[3]
ભીંડી ઓરવા જવાં મારા ભાયો
ભીંડી ઓરી પાઇળી[4] મારા ભાયો
ભીંડી ઓરી પાઇળી મારા ભાયો
ભીંડી વા’ળવા[5] જવાં મારા ભાયો
ભીંડી વા’ળવા જવાં મારા ભાયો.
ભીંડી વા’ળી[6] પાઇળી મારા ભાયો
ભીંડી વા’ળી પાઇળી મારા ભાયો
ભીંડી બોળવા[7] જવાં મારા ભાયો
ભીંડી બોળવા જવાં મારા ભાયો.



ભીંડી બોળી પાઇળી મારા ભાયો
ભીંડી બોળી પાઇળી મારા ભાયો.
ભીંડી કા’ળવા[8] જવાં મારા ભાયો
ભીંડી કા’ળવા જવાં મારા ભાયો
ભીંડી કા’ળી પાઇળી મારા ભાયો
ભીંડી કા’ળી પાઇળી મારા ભાયો.

(૧.એક જાતનો રેસા આપતો છોડ, ૨.વાવવા, ૩.ભાઇઓ, ૪.પાડી-દીધી, ૫.વાઢવા, ૬.વાઢીકાપી, ૭.બોળવું-ભીંડીના ભારા બાંધી, તેના તરાપા બનાવી પાણીમાં બોળવાની કામગીરી, ૮.કાઢવી-અઠવાડિયામાં ભીંડી આવી જાય છે. એટલે તેના કરાઠાં પરથી રેસા નીકળી શકે એવી થાય એટલે ભારા બહાર કાઢીને, છોડના રેસા કાઢવાની કામગીરી કરે છે તેને ભીંડી કાઢવી કહે છે.)

## ૨૩
## કરમદીનો કાંટો વાગ્યો ને પ્રેમ થયો !

વનમાં કરમદાંનાં ઝાડ થાય છે. કાળી કંથાર પેઠે એ કાંટાળું ઝાડ છે. એના કાંટા મોટા અણીદાર હોય છે. વેવાણ કરમદાં ખાવા આવી.કરમદાં ખાવા માટે વેવાણ ખોળો વાળીને જાળા ઉપર ચઢી. કરમદાં વીણતાં જોરથી કરમદીનો કાંટો વાગ્યો. કાંટો વાગતાં જ વેવાણને વાયું ચડ્યું-તમ્મર આવી ગયાં. નજીકમાં ભાઇ કરમદાં ખાતો હશે. એણે જોયું ને એ દોડ્યો. વેવાણને ઊંચકીને ઝાડ ઉપરથી ઊતારીને સુવરાવી. પોતાનો કોરો રૂમાલ હતો. બગડવાની ચિંતા રાખ્યા વિના રૂમાલનો પાટો બાંધી દીધો. બીજા કોરા રૂમાલથી પવન નાખીને મૂર્છામાંથી જાગ્રત કરે છે. મૂર્છા વળતાં વેવાણે આંખ ઊઘાડીને જોયું. વેવાઇના ખોળામાં પોતે સૂતેલી છે. એ શરમાઇ ગઇ.

ઝીણી ખરમદલી[1] મો’રેલી[2] હો લાલ
ઝીણી ખરમદલી.
વેવોંઇણ[3] ખરમદલાં ખાવા આઇવી[4] હો લાલ
ઝીણી ખરદમદલી.
ભોજાય[5] ખોળો [6] વાળીને ઉપર ચઇળી[7] હો લાલ
ઝીણી ખરમદલી.
ઇને[8] ખરમદલીનો કાંટો[9] વાઇગો[10] હો લાલ
ઝીણી ખરમદલી.
ઇને કાંટો વાઇગો ને વાયાં[11] ચઇળાં[12] હો લાલ
ઝીણી ખરમદલી.
ઇને કયો ભય[13] વાયાં વાળે[14] હો લાલ
ઝીણી ખરમદલી.

ઇને મોહનભય[૧૫] વાયાં વાળે હો લાલ
ઝીણી ખરમદલી.
ઇને કોરે[૧૬] રુમાલે વાયાં વાળે હો લાલ
ઝીણી ખરમદલી.[૧૭]

(૧.ક્રમદીનું ઝાડવું, ૨.ખીલેલી, ૩.વેવાણ, ૪.આવી, ૫.ભાભી (સંબોધન), ૬.ઘાઘરાની ફાંટ, ૭.ચઢી, ૮.અને, ૯.કાંટો, ૧૦.વાગ્યો, ૧૧.વાયુ-ચક્કર-મૂર્છા, ૧૨.ચઢ્યું, ૧૩.ભાઇ, ૧૪.વાયું વાળવું એટલે મૂર્છામાંથી ઉપચાર વડે જાગ્રત કરવું, ૧૫.મોહનભાઇ (નામ), ૧૬.કોરો રૂમાલ-નવો રૂમાલ-વેવાણ પ્રત્યે એટલું બધું હેત છે કે નવા નકોર રૂમાલ વડે વાયું વાળે છે., ૧૭.પાઠાંતર હો રાજ.)

## ૨૪
## રાયણ ખાધાં

રાયણનું વન હતું. ગામથી દૂર અને ખૂબ ઝાડી એટલે અઘોરી રાયણોનું વન કહેવાતું. વેવાણ એવી બીહામણી જગામાં રાયણ ખાવા આવી. પેટ ભરીને રાયણ ખાધાં. ખાધા પછી પેટ દુખવા મંડ્યું. પેટમાં ચૂંક-આંકડી આવવા લાગી. ઓ વેવાણ ! તું રડ ના. છાની માની બેસ. તારું દુ:ખતું પેટ મટાડું છું. હું તને છાશ પીવડાવું છું !

ઇધોરી[૧] રોયણમેં[૨] રોઇણાં[૩] પાઇકાં રે.[૪]
મઘલી[૫] રોઇણાં ખાવા પઇળકી[૬] રે.
રોઇણાં ખાધાં ન ઇને[૭] ઊંડા[૮] ચાલે રે.
ઊંડા ચાલે ને ઇને ચૂંકો[૯] આવે રે.
છોની મોની[૧૦] બેસ તને છાશ પામ રે.[૧૧]

(૧.અઘોર વનમાંની-અઘોરી, ૨.રાયણોમાં, ૩.રાયણ, ૪.પાક્યાં, ૫.મઘલી-મધુ(નામ), ૬.પરકવું-ખાવા માટે આવવાની ટેવ પડવી, ૭.એને, ૮.ગોટા ઘાલે-પેટમાં ગોટા વળતા હોય એમ દુ:ખે, ૯.ચૂંક-આંકડી, ૧૦.છાનીમાની-ચૂપચાપ, ૧૧.છાશ પાઉં-રાયણ ખાવાથી પેટમાં ખૂબ દુ:ખે ત્યારે છાશ પીવડાવવામાં આવે છે.)

## ૨૫
## ઉંબરા ખાવા

સીમમાં પારસ ઉંબરો પાક્યો છે. એનાં ઉંબરડાં ગળ્યાં મધ જેવાં લાગે છે. વેવાણ એ ઉંબરડાં ખાવાની લત લાગી. દરરોજ ઉંબરડાં ખાવા આવતી. એણે ખૂબ ઉંબરડાં ખાધાં. ઉંબરડાં ખાધાં ને પેટમાં ઊંડા ચાલવા લાગ્યા !

પારેસ[૧] ઉંબેરો[૨] પાઇકો રે,[૩]
લૂંબે ને ઝૂંબે[૪]



વેવોંઇણ[૫] ઉંબેરાં ખાવા પઇળકી રે,[૬]
લૂંબે ને ઝૂંબે.
વેવોંઇણે ઉંબરાં ખાવા આઇવી રે,
લૂંબે ને ઝૂંબે.
ઉંબેરાં ખાધાં ન ઊંડા ચાઇલા રે,[૭]
લૂંબે ને ઝૂંબે.

(૧.પારસ, ૨.ઉંબરો-ઉમરડો, ૩.પાક્યો, ૪.લૂમ ને લૂમ, ૫.વેવાણ, ૬.પરકવું-ખાવા માટે દરરોજ આવવું, ૭.ઊંડા ચાલવા એટલે પેટમાં ખૂબ આંકડી આવવી.)

## ૨૬
## ગાયોના ધણમાં વેવાણ

વેવાઇના ગામની ગાયો, ઓ ગાયો તમે ચાલો. એ ગાયો જેવી વેવાઇની છોકરીઓ હાંકી લાવો. એ ટોળામાં હરાયાં ઢોર જેવી વેવાણો છે. પણ કંઇ વાંધો નહિ. એમનો રખેવાળ તો ભાઇ ગયો છે. તે બધીને હાંકીને , મારીને સીધી રાખશે. ગાયોને હાંકી-મારીને ગોંદરે બેસાડે છે. તેમ ભાઇ તેમને સીધી-શખણી રાખશે.

ક્યા તે ગોમની[૧] ગાયો રે
ચાલો મોરી ગાયો,
બીલીયા[૨] તે ગોમની ગાયો રે,
ચાલો મોરી ગાયો.
ગાયોમેં કેણ[૩] છે અરારી રે,[૪]
ચાલો મોરી ગાયો.
ગાયોમેં મંગલી[૫] અરારી રે,
ચાલો મારી ગાયો.
ગાયોમેં ક્યા ભય[૬] રખવાળા રે,[૭]
ચાલો મોરી ગાયો.
ગાયોમેં કરશનભય[૮] રખવાળા રે
ચાલો મોરી ગાયો.
ઓંકી[૯] ઠોકી[૧૦] ગોંદરે બેસાળી રે[૧૧]
ચાલો મોરી ગાયો.

(૧.ગામની, ૨.ગામનું નામ, ૩.કોણ, ૪.હરારી, ૫.નામ, ૬.ભાઇ, ૭.રખેવાળ, ૮.નામ, ૯.હાંકી, ૧૦.મારીને, ૧૧.બેસાડી.)

## ૨૭
## હળ જોડ્યાં

નદી કિનારે ફળદ્રુપ જમીનવાળા કાછલા આવેલા છે. કાછલામાં હળ જોડ્યાં છે. હળથી ખેડવાનું કામ અઘરું છે. તરસ લાગે ને ભૂખ પણ લાગે. હાડી માટે પાણી અને ભાથું વખતસર લાવવું પડે છે. આવા કામ વખતે વેવાણ યાદ આવે છે. ઓ વેવાણ ! જલદી જલદી પાણી લાવ. તારો માટી તરસ્યો થયો છે, તેનું ભાન નથી ? કાછલામાં હળ ચલાવીને ભૂખ્યો થયો છે. ભાથું જલદી લાવ !

કાછલોમેં[૧] ઓળાં[૨]જોઇળાં ન,[3]
પોણી રેલાં છેલાં રે,[૪]
વેવોંણ પોણી[૫] વે'લી[૬] લાવ[૭]
તારો માટી[૮] તરસો[૯] થીયો ન,[૧૦]
પોણી રેલાં છેલાં રે.
કાછલોમેં ઓળાં જોઇળાં ન,
પોણી રેલાં છેલાં રે.
વેવોંણ ભાત[૧૧] વે'લી લાવ,
તારો માટી ભૂઇખો થીયોન,
પોણી રેલાં છેલાં રે.

(૧.કાછલો-નદી કિનારાનું ખેતર, ૨.હળો, ૩.જોડ્યાં, ૪.ત્યાં પાણી રેલમ છેલ છે (છતાં), ૫.પાણી, ૬.વહેલી-જલદી, ૭.લાવ, ૮.માટી-ધણી (ધણી જેવો હું,), ૯.તરસ્યો, ૧૦.થયો છું, ૧૧.ભાતું-ખાવાનું, ૧૨.ભૂખ્યો.)

## ૨૮
## કંડુલીમાં માછલાં

લીલા વાંસ વઢાવી, ભંગી પાસે કંડુલી બનાવડાવી તે લઇને નદીએ માછલાં મારવા ગયા. સાથે વેવાણને સાથે લીધી. ડોકડા માછલી મારી મારીને વેવાણને આપે છે. લે, વેવાંણ ! કંડિયામાં ઘાલ. વેવાણ કંડિયામાં બળજબરીથી મરડીને ઘાલે છે. અહીં સમાગમ ગર્ભિત રીતે ગવાયો છે.

લીલા પીળા વોંસળિયા[૧] વળાવો[૨] ભોળી નાયકી,[૩૧]
ઓંબા દળીનાં[૪] પાટિયોમેં[૫] નાઇખી[૬]
. . . . . . . .[૭]નાં . . . [૮] તેળાવો[૯] ભોળી નાયકી,
ઓંબા દળીનાં પાટિયોમેં નાઇખી.
તીની[૧૦] તે સળીઓ પળાવો[૧૧] ભોળી નાયકી,
ઓંબા દળીનાંપાટિયોમેં નાઇખી.



ઝીણી મોટી સળીઓ પળાવો ભોળી નાયકી,
ઓંબા દળીનાં પાટિયોમેં નાઇખી.
તીની તે કંડુલી[૧૨] ગૂંથાવો ભોળી નાયકી
ઓંબા દળીનાં પાટિયોમેં નાઇખી.
લે ઝીણકી[૧૩] ડોકળિયા[૧૪] ભોળી નાયકી,
ઓંબા દળીનાં પાટિયોમેં નાઇખી.
કંડુલીમે મેં'ળી[૧૫] ઘાલે ભોળી નાયકી,
ઓંબા દળીનાં પાટિયોમેં નાઇખી.

(૧.વાંસ(બ.વા), ૨.કપાવો-વઢાવો, ૩.ભોળી નાયકી (નામ), ૪.આંબા દળીનાં, ૫.પાટિયામાં, ૬.નાખી. આખી પંક્તિ સમજાતી નથી, ૭.ગામનું નામ, ૮.ભંગીઓ, ૯.તેડાવો-બોલાવો, ૧૦.તેની, ૧૧.પડાવો, ૧૨.નાનો કરંડિયો, ૧૩.નામ, ૧૪.ડોકડા-માછલી, ૧૫.મરડી.)

## ૨૯
## કંડુલીમાં મસ્તી

લીલા વાંસ વઢાવી વેવાણના ગામના ભંગીને બોલાવી મોટો કંડિયો બનાવ્યો. તેમાં વેવાણ પેસીને બેઠી. કરંડિયામાં મઝા કરે છે. વેવાણને દેખીને પાછળથી ભાઇ પેઠો. ભાઇએ વેવાણની છેડછાડ કરી તેને રગદોળી નાખી !

લીલા પીળા વોંસળિયા[૧] વળાવો રે,[૨]
રઘુળો[૩] ચૂળી[૪] બંધવેલો[૫]
કૂંડીનું[૬] .....[૭]તેળાવો રે,[૮]
રઘુળો ચૂળી બંધવેલો.
તીની[૯] તે સળીઓ પળાવો રે,[૧૦]
રઘુળો ચૂળી બંધવેલો.
ઝીણી મોટી સળીઓ પળાવી રે
રઘુળો ચૂળી બંધવેલો.
તીની તે કંડુલી[૧૧] ગૂંથાવો રે,
રઘુળો ચૂળી બંધવેલો.
કંડુલીમેં કેનો[૧૨] કેનો વાસ રે,[૧૩]
રઘુળો ચૂળી બંધવેલો.
કંડુલીમેં કંકુનો[૧૪] વાસ રે,
રઘુળો ચૂળી બંધવેલો.
પછવાળે કયા ભય[૧૫] પેઠા રે,
રઘુળો ચૂળી બંધવેલો.

પછવાળે વિઠલભય[16] પેઠા રે,
રઘુળો ચૂળી બંધવેલો.
કંડુલીમેં ધમરોળ[17] વાઇરી રે,[18]
રઘુળો ચૂળી બંધવેલો.

(૧.વાંસ(બ.વ.), ૨.વઢાવો, ૩.રઘુડો-રઘુ (નામ), ૪.ચૂડી, ૫.બાંધેલો વેલો-આ આખી પંક્તિ સમજાતી નથી. ૬.ગામ, ૭.ભંગિયું (તુચ્છ વાચક)ભંગી, ૮.તેડાવો-બોલાવો, ૯.તેની, ૧૦.પડાવો, ૧૧.નાનો કરંડિયો, ૧૨.કોનો ?, ૧૩.રહેઠાણ, ૧૪ નામ, ૧૫.ભાઇ, ૧૬.નામ, ૧૭-૧૮-ધમરોળ વાળી-રગદોળી નાખી.)

## ૩૦
## રેતીમાં બંધાવી દઉં !

ઓ સાહ્યબા ! રેતીમાં બંગલો બંધાવી દઉં ! તેને જાળીઓ અને બારીઓ મુકાવીને સુશોભિત બનાવું. પછી એ બંગલામાં બેસવા માટે વેવાણને બોલાવું. એને હેઠી બેસાડું. પાસે બેસાડીને એને ઝીણી વાતો-દેહઐક્યની છૂપી વાતો પૂછી લઉં!

સાયભા[1] રેતીમેં બંગલો બંધાવી દેંમ.[2]
બંગલો બંધાવી દેંમ, જાળીઓ મેલાવી[3] દેંમ,
સાયભા રેતીમેં બંગલો બંધાવી દેંમ,

જાળિયો[4] મેલાવી દેંમ, બારીઓ મેલાવી દેંમ,
સાયભા રેતીમેં બંગલો બંધાવી દેંમ.

બારીઓમેલાવી દેંમ, વેવોંણી બોલાવી દેંમ,
સાયભા રેતીમેં બંગલો બંધાવી દેંમ.

જરકી[5] બોલાવી લેમ, હેઠી બેસાળી[6] દેંમ,
સાયભા રેતીમેં બંગલો બંધાવી દેંમ.

હેઠી બેસાળી દેંમ, ઝીણી વાઇતો[7] પૂછી લેંમ,[8]
સાયભા રે રેતીમેં બંગલો બંધાવી દેંમ.

(૧.સાહ્યબા-સાહેબ, ૨.દઉં, ૩.મુકાવું, ૪.જાળીઓ-જાળી, ૫.જડી-નામ, ૬.બેસાડી, ૭.ખાનગી વાતો, ૮.લઉં)



## ૩૧
## વેવાણને વાડીમાં બોલાવી

વાડી કરી હતી. તેમાં ભૂરી ભટ રીંગણીઓ રોપી હતી. ત્યાં વેવાણ આવી. ભાઇએ બોલાવી હતી એટલે આવી. ભાઇએ તેને પોતાની પત્ની પેઠે માણવા માટે બોલાવી હતી. ભાઇએ પોતાની મનમાની કરી.

રીંગણી ઠોંણેલી[1] વળીઓમેં[2]
ભૂરી ભટ રીંગણી
વેવોંણી આવેલી વળીઓમેં
ભૂરી ભટ રીંગણી.
ઉજલી[4] આવેલી વળીઓમેં
ભૂરી ભટ રીંગણી.
ક્યા ભયે[5] તેળી[6] વળીઓમેં
ભૂરી ભટ રીંગણી.
રોમજી ભયે[7] તેળી વળીઓમેં
ભૂરી ભટ રીંગણી.
શું કરવા તેળેલી[8] વળીઓમેં,
ભૂરી ભટ રીંગણી.
બેસવા[9] તેળેલી વળીઓમેં,
ભૂરી ભટ રીંગણી.
બેસણાં બેસેલાં[10] વળીઓમેં,
ભૂરી ભટ રીંગણી.

(૧.ઠાંણવું-રોપવું, ૨.વાડીઓમાં, ૩.ધોળી-ધોળા રંગની, ૪.ઉજી (નામ), ૫.ભાઇએ, ૭.તેડી-બોલાવી, ૮.તેડેલી-બોલાવેલી, ૯.બેસવું-ભેગાં બેસવું, ૧૦.સમાગમના અર્થમાં)

## ૩૨
## મંકોડોની હાર

ઝીણા મંકોડોની હાર ચાલી જાય છે. ઓ મંકોડાલાલ હું બેઠી બેઠી વેવાણની વાટ જોઉ છું. મારી ભાભી હજુ આવી નથી ! હા, હવે આવતી દેખાય છે. મારા ભાઇએ એને તેડાવી છે.

ઝીણી[1] મકોળોની[2] હાઇર રે,[3]
ઓ મકોળા લાલ.[4]
ભોજાય[5] વેવોંણ નથી આઇવી રે,[6]
ઓ મકોળા લાલ.

ભોજાય રંગલી[૭] નથી આઇવી રે,
ઓ મકોળા લાલ.
ભોજાય આવતેલી[૮] દેખું રે,[૯]
ઓ મકોળા લાલ.
ભોજાય ક્યા ભયે[૧૦] તેળી રે,[૧૧]
ઓ મકોળા લાલ.
ભોજાય મનાભયે[૧૨] તેળી રે,
ઓ મકોળા લાલ.

(૧.ઝીણા, ૨.મંકોડા, ૩.હાર, ૪.સંબોધન–ઓ મંકોડાલાલ, ૫.ભાભી (સંબોધન), ૬.આવી, ૭.નામ, ૮.આવતી, ૯.જોઉં–દેખાય, ૧૦.ભાઇએ, ૧૧.તેડી–બોલાવી, ૧૨.મનાભાઇ (નામ))

## ૩૩
## સમી સાંજનું દિવેલિયું

સમી સાંજનું ભીંતે દિવેલિયું મૂકેલું છે. દીવો બળ્યા કરે છે. સમી સાંજે વેવાણ આવી. ભાઇએ તેડી એટલે આવી. પોતાની સોબત માટે બોલાવી.

ભીંતે દિવેલિયું રે,[૧]
સોમી[૨] સોંજેનું રે.[૩]
વેવોંણી આવેલી રે,
સોમી સોંજેની રે.
જેઠી[૪] આવેલી રે,
સોમી સોંજેની રે.
ક્યા ભયે[૫] તેળી રે,[૬]
સોમી સોંજેની રે.
રતનભયે[૭] તેળી રે,
સોમી સોંજેની રે.

(૧.દિવેલનું કોડિયું–દીવો, ૨–૩ સમી સાંજનો, ૪.નામ, ૫.ભાઇએ, ૬.તેડી, ૭.રતનભાઇ (નામ))

## ૩૪
## વેવાણ સાથે વચનને બંધાયો

લીલુડી ઘોડી ઉપર પિત્તળનું પલાણ માંડ્યું છે. ચડ્યે ઘોડે ભાઇને ખૂબ નિંદ્રા આવે છે. વેવાણ સાથે વચનથી બંધાયો છું.એટલે વચન ફોક ના થઇ શકે. વેવાણ જે કહે તે કરવું પડે.



લીલુડી[૧] ઘોળીને[૨] ભાયો[૩] પિતળિયા[૪] પલોણ,[૫]
ચઇળે[૬] ઘોળે[૭] ભાયને[૮] નીંદરેણી[૯] આવે.
વેવોંણ[૧૦] બોલાવે ભાયો બોલવુ પળે,
ચઇળે ઘોળે ભાયને નીંદરેણી આવે.
લખમી[૧૧] બોલાવે ભાયો બોલવું પળે,
ચઇળે ઘોળે ભાયને નીંદરેણી આવે.
વચને બંધાયો[૧૨] ભાયો બોલવું પળે,
ચઇળે ઘોળે ભાયને નીંદરેણી આવે.
શું કરવા બોલાવે ભાયો બોલવું પળે,
ચઇળે ઘોળે ભાયને નીંદરેણી આવે.

(૧.લીલી, ૨.ઘોડી, ૩.ભાઇઓ–ભાઇ, ૪.પિત્તળનું, ૫.પલાણ–જીન, ૬.ચઢ્યે, ૭.ઘોડે, ૮.ભાઇને, ૯.નીંદરડી–ઊંઘ, ૧૦.વેવાણ, ૧૧ નામ, ૧૨.વચન આપીને તેમ કરવા બંધાવું.)

## ૩૫
## રતુગળ મોવડી

સીમમાં કે જંગલમાં રતુગળ મહુડી છે. તેનાં મહુડાં રાતે પડે છે તેથી તેને રતુગળ મહુડી કહે છે. ભાઇ મહુડાં વીણવા ગયા એટલે વેવાણ પણ મહુડાં વીણવા ગઇ. બંનેએ ભેગાં મળીને મહુડાં વીણ્યાં.

રાઇતની[૧] ગળેલી,[૨]
રતુગળ મોવળી.[૩]
વેવોંણી[૪] આવેલી,
રતુગળ મોવળી.
શાંતિ[૫] આવેલી,
રતુગળ મોવળી.
ક્યા ભય જેલા,[૬]
રતુગળ મોવળી.
કેવળભય[૭] જેલા,
રતુગળ મોવળી.
મોવળાં[૮] વીણેલાં,
રતુગળ મોવળી.

(૧.રાતની, ૨.ગમતી, ૩.રાતે મહુડાં પડતાં હોય એવી મહુડી, ૪. વેવાણ, ૫.નામ, ૬.ગયેલા, ૭.નામ, ૮.મહુડાં.)

## ૩૬
## ડૂસકે રડાવી

સાત કૂવાની વાડી છે. રંગબેરંગી ફૂલડાંની સુગંધ પ્રસરી રહી છે. વેવાણ કાખમાં બેડલું ઘાલીને સરોવરે પાણી ભરવા સિધાવી. રંગરંગીલી વેવાણનું ભાઇને ઘેલું લાગ્યું હતું. પાણી ભરવા જતી વેવોણીની પાછળ પાછળ ભાઇ ચાલ્યો. વેવાણને પકડી પાડવા ભાઇ દોડતા પાછળ પડ્યા. કાંઠે છીનીની વનસ્પતિ ઊગે છે. ભાઇએ વેવાણને આંતરી. તેનાં બેડલાં છીનીઓમાં મૂકાવ્યાં. ચોટલો પકડીને વેવાણને નીચે ઢાળી દીધી. વેવાણ ડૂસકે ડૂસકે રડવા લાગી.

સાતે કુવલીયોની[૧] વાળી,[૨]
ઓ શનકી[૩] સોરંગ લાઇગો.[૪]
કાખોમે[૫] બેળલાં[૬] ઘાઇલાં[૭]
ઓ શનકી સોરંગ લાઇગો.
સરોવર પોંણીલાં[૮] સધાઇરી,[૯]
ઓ શનકી સોરંગ લાઇગો.
પછવાળે[૧૦] ક્યા ભય [૧૧]ધાયા,[૧૨]
ઓ શનકી સોરંગ લાઇગો.
પછવાળે રતનભાય[૧૩] ધાયા,
ઓ શનકી સોરંગ લાઇગો.
શીનીઓમે[૧૪] બેળલાં મેલાઇવાં,[૧૫]
ઓ શનકી સોરંગ લાઇગો.

(૧.કૂવાઓની-કૂવા વાળી, ૨.વાડી, ૩.શનકી-શની-સ્ત્રી વાચક નામ, ૪.લાગ્યો, ૫.કાખ-બગલમાં, ૬.બેડાં-બેડલાં બ.વ., ૭.ઘાલ્યાં-લીધાં, ૮.પાણીડાં-પાણી-બ.વ., ૯.સધારી-સિધાવી, ૧૦.પછવાડે-પાછળ, ૧૧. ભાઇ, ૧૨.જલદીથી પાછળ જવું, ૧૩ રતનભાઇ - વ્યક્તિવાચક નામ, ૧૪.છીની-એક જાતની પાણીમાં થતી વનસ્પતિ, ૧૫.મુકાવ્યાં, ૧૬.ઘસડી-ખેંચી, ૧૭.પાડી, ૧૮.ત્યાં, ૧૯.રડાવી.)

## ૩૭
## કેરી-ચોર

સુંદર ગોબરો આંબો મહોર્યો છે. ઓ ભીલભાઇ ! નાગોરી મેળો ભરાયો છે. આંબાની કેરીઓ તોડવા વેવાણ આવી. સાત કેરીની લૂમ તોડી. રખેવાળ રહેલા ભાઇએ ચોરને પકડવા દોટ મૂકી.

ગોબરેસી[૧] ઓંબો[૨] મો'રેલો રે, [૩]
ભીલભાય, [૪]નાગોરી મોમલો.[૫]
વેવાણી[૬] 'લા કેરી લેવા આઇવીરે,[૭]
ભીલભાય, નાગોરી મોમલો.



કંજલી[૮] 'લા કેરી લેવા આઇવીરે,
ભીલભાય, નાગોરી મોમલો.
સાત કેરીની લૂમ તોઇળીરે,[૯]
ભીલભાય, નાગોરી મોમલો.
ઓંબે[૧૦] કયો ભાય[૧૧] રખવાળ રે,[૧૨]
ભીલભાય, નાગોરી મોમલો.
પછવાળે[૧૩] કયો ભાય ધાયો રે,[૧૪]
ભીલભાય, નાગોરી મોમલો.

(૧.ગોબરો-ગોળ ઘટાદાર, ૨.આંબો, ૩.મહોરેલો-મો ૨ અને કેરીથી ફાલેલો, ૪.ભીલભાઇ, ૫.નાગોરી મેળો-નાગા બાવાનો મેળો, ૬.વેવાણ, ૭.આવી, ૮.નામ, ૯.તોડી, ૧૦.આંબાએ, ૧૧.ભાઇ, ૧૨.ચોકીદાર, ૧૩.પાછળ, ૧૪.ધાયો-પકડવા દોડ્યો.)

## ૩૮
## માકણીનો માંકડ

માકણી સંખેડા તાલુકાનું ગામ છે. તે સંખેડાથી ૭ કિલોમીટર પૂર્વમાં આવેલું છે. વડોદરા જિલ્લાનું એ માકણી ગામ ઐતિહાસિક મહત્તા ધરાવે છે. જૂની વાવો, શીલાલેખો વગેરે છે. માકણી નામ કેવી રીતે પડ્યું, તેની રસિક દંતકથા છે. માકણીમાં એક મોટું વૃક્ષ હતું. તેના પોલાણમાં માંકડ રહેતા હતા. દિવસે ઝાડમાં ભરાઇ રહે, અને રાત્રે ગામમાં આવે. જેને ત્યાં જાય તેનું લોહી પી જઇને ખલાસ કરી નાખે. એના ત્રાસથી લોકો માકણી છોડીને જતા રહ્યા. એક દિવસે એક બાવાજી આવી ચડ્યા. ગોવાળોએ કહ્યું કે, મહારાજ ! અહી મુકામ ન કરશો, માંકણ તમોને મારી નાખશે. પણ બાવાજીએ તો ત્યાં પોતાનો મુકામ રાખ્યો. લાકડાં વીણી લાવીને ગોળાકારે શીંકી દીધાં. વચમાં પોતાનો મુકામ રાખ્યો. રાત પડી અને લાકડાંની ધૂણી સળગાવી દીધી. સમ સમ અવાજ કરતા માંકડોની હાર ને હાર આવવા લાગી. બાવાજી આ માંકડ લશ્કરને જોઇજ રહ્યા. દેવતા આગળ માંકડનું કંઇ જોર ચાલ્યું નહિ. બધા પાછા વળી ગયા, સવાર થયું. બાવાજીએ ઝાડના ફરતા લાકડાં શીંકી દઇ આગ મૂકી. ઝાડ સાથે માંકડો પણ મરી ગયા. ત્યારથી ગામનું નામ માકણી પડ્યું. આ દંતકથાના આધારે આ ગીતમાં માંકડનો ઉલ્લેખ છે.

અલા[૧] મૉંકણીથી[૨] છુઇટો[૩] આઇવો[૪] મારો મોંકણ,[૫]
જરીએકે [૬]જપવા[૭] દીજો રે.[૮]
અલા વેવાયનું ઘર પૂછી જુવે મારો મોંકણ,
જરીએકે જપવા દીજો રે.
અલા ખીમલાનું[૯] ઘર પૂછી જુવે મારો મોંકણ
જરીએકે જપવા દીજો રે.

અલા ઘેરી લીધું વેવોંણનું ઘર મારો મોંકણ
જરીએકે જપવા દીજો રે.
અલા ઘેરી લીધું કુશલીનું[૧૦] ઘર મારો મોંકણ
જરીએકે જપવા દીજો રે.

(૧.અલ્યા, ૨.માકણી (સંખેડા તાલુકાનું એક ગામ), ૩.છૂટ્યો-નીકળ્યો, આવ્યો, ૫.માંકડ, ૬.જરીક, ૭.જંપવા-૮.દેજો, ૯.નામ, ૧૦.નામ)

## ૩૯
## ભમર ઘરમાં પેઠો

ડુંગર કોરીને ભ્રમર નીકળ્યો. એ ભ્રમર વેવાણના ઘેર ગયો. વેવાણનું ઘર ઘેરી લઇને-વેવાણને ઘર બહાર નીકળવા ન દીધી. ને પછી ઘરમાં પેઠો.

ડુંગર કોરી[૧] નીસરો રે,[૨]
મારો ભમરો હો જી રે.
જઇ બેઠો વેવોંણને ઘેર,
મારો ભમરો હો જી રે.
ઘર ઘેરી ઘરમેં પેહેલો
મારો ભમરો હો જી રે
જઇ બેઠો રૂપલીને[૩] ઘેર,
મારો ભમરો હો જી રે.
રૂપલીના ઘરમેં પેહેલો,
મારો ભમરો હો જી રે.
ઘર ઘેરી[૪] ઘરમેં પેહેલો,
મારો ભમરો હો જી રે.

(૧.કોચીને-કોતરીને , ૨.નીસર્યો-નીકળ્યો, ૩.નામ, ૪.ઘર ઘેરવું-ચારે બાજુથી ઘેરી લેવું, ઘરમાંથી કોઇ બહાર ન નીકળી શકે તેમ કરવું.)

## ૪૦
## દરિયાઇ પંખી

આ પંખી દરિયાપારથી આવ્યું છે. આ તો ઝીણાભાઇનું જનાવર છે. એ વેવાઇનું ઘર કયું, એમ પૂછે છે.

અલા[૧] દરિયા પાઇળેથી[૨] આઇવું રે,[૩]
ઝીણુંરે[૪] ઝીણાભાયનું[૫] જનાવરું.[૬]



અલા વેવાયનું[૭] ઘર પૂછી[૮] જુવે રે,[૯]
ઝીણુંરે ઝીણાભાયનું જનાવરું.
અલા ખલજીનું[૧૦] ઘર પૂછી જુવે રે,
ઝીણુંરે ઝીણાભાયનું જનાવરું.

(૧.અલ્યા, ૨.દરિયા પાળેથી-દરિયા કાંઠેથી, ૩.આવ્યું, ૪.નાનું, ૫.ઝીણાભાઇ-નાનાભાઇનું, ૬.જનાવર-પંખી, ૭.વેવાઇ, ૮-કયું ઘર એમ પૂછવું., ૯.જુએ, ૧૦.નામ)

## ૪૧
## હરિયું પંખી

હરિયું નામનું પંખી નાનું સરખું છે. હરિયું ચણાના ઘાંટા ઉપર -પોપટા ઉપર બેઠું છે. જેવી રીતે એ હરિયું ચણાના ઘાંટા ઉપર બેઠું, એવી રીતે વેવાણના ઘાઘરે બેઠું છે !

હરિયું બેઠું[૧] રે હરિયું બેઠું
ચણોને[૨] ઘોંટળે.[૩]
હરિયું બેઠું રે હરિયું બેઠું,
વેવોંણના ઘાઘરે.
હરિયું બેઠું રે હરિયું બેઠું,
દલી[૪] તારે ઘાઘરે !

(૧.હરિયું-હડિયા બુલબુલ ?, ૨.ચણાના, ૩.ઘાંટુ-પોપટું, ૪.નામ.)

## ૪૨
## પખાલથીપાણી પડે છે !

નદીમાં પાણી છે. લીલો સેવાળ છે. સેવાળ સાથે પાણી છલમલ થાય છે. છાલકો મારે છે. નદીમાં પાણી છલમલ થાય છે,તેવી રીતે વેવાણને ઘાઘરેથી પખાલમાંથી પાણી પડતું હોય એ રીતે પાણી પડે છે. બાપરે ! વેવાણ ! તારા ઘાઘરેથી પખાલ, પખાલ પાણી પડે છે !

લીલો સેવાળ
પોણી[૧] છલમલ[૨] થાય છે.
વેવોંણને પખાઇલે પળાઇલે[૩]
પોણી જાય છે.
થૂઇ ! તારે પખાઇલે પખાઇલે
પોણી જાય છે.

ભૂરકીને[૪] પખાઇલે પખાઇલે
પોણી જાય છે.
થૂઇ ! તારે પખાઇલે પખાઇલે
પોણી જાય છે.
(૧.પાણી, ૨.ઝલમલ-છલછલ, ૩.પખાલ-મસક, ૪.નામ)

## ૪૩
## ઘોડાની ચાકરી

ખભે લાલ બંદૂક ભરાવીને ઘોડે સવારી કરી હતી. ઘોડો સંખેડા જઇને આવ્યો છે. ઘોડો થાકી ગયો છે. હે વેવાણ ! ઘોડાને નવરાવવા ગરમ પાણી મૂક. એને ચોળીને નવરાવ. મઠ ભરડીને ચંદી બનાવ. ઘોડો ચંદી માંગે છે. ઓ વેવાણ ! આ ઘોડો તો મઠ નથી ખાતો ! ચણાની દાળ લાવ.

સંખેળે[૧] જેલો[૨] ઘોળો[૩] થાઇકો[૪]પરાઇગો રે[૫]
લાલે બંધુકળી.[૬]
ઓ ભોજાય[૭] વેવોંણ, ઊનાં પોણી[૮] મેલેરે[૯]
લાલે બંધુકળી.
ઓ ભોજાય કસની[૧૦], ઊનાં પોણી મેલેરે
લાલે બંધુકળી.
ઓ ભોજાય રમતી[૧૧], ચોળી નવરાવે રે, [૧૨]
લાલે બંધુકળી.
ઓ ભોજાય કાશલી[૧૩], મઠ્યા હઠ્યા[૧૪] ભેળે રે,[૧૫]
લાલે બંધુકળી.
ઓ ભોજાય કાશલી, ઘોળો ચંદી મોંગેરે,[૧૬]
લાલે બંધુકળી.
ઓ ભોજાય રમતી, ઘોળો ચંદી મોંગેરે,
લાલે બંધુકળી.
મઠ્યા નથી ખાતો ઘોળો, ચણાની દાઇળ[૧૭] લાવે રે,
લાલે બંધુકળી.
(૧.સંખેડા, ૨.ગયેલો, ૩.ઘોડો, ૪.થાક્યો, ૫.પાક્યો, ૬.બંદૂકડી, ૭.ભોજાઇ-ભાભી, ૮.પાણી, ૯.મૂકે, ૧૦નામ, ૧૧.નામ, ૧૨..ચોળી ચોળીને નવડાવે, ૧૩.નામ, ૧૪.મઠમઠ, ૧૫.ભરડે, ૧૬.માગે, ૧૭.દાળ.)

## ૪૪
## ક્યાં ઘોડો બાંધું ?

આકાશમાં વીજળી ઝબકે છે. કેવી બીક લાગે છે ! મારો ઘોડો ક્યાં બાંધું ? આ વરસાદી વાતાવરણમાં ઉન્માદ ખૂબ વધી ગયો છે. એને કઇ રીતે શાંત પાડું ? વેવાણનો ઘાઘરો વીજળી પેઠે ઝબકારા મારે છે. વેવાણના ઘાઘરે ઘોડાને બાંધું !

અગાશી[૧] વીંજળી[૨] કોં[૩] ઝલકે[૪]
કોં ઘોળો[૫] બોંધુ.[૬]
વેવોંણનો ઘાઘરો કોં ઝલકે
કોં ઘોળો બોંધુ.
ભૂરકીનો[૭] ઘાઘરો કોં ઝલકે
કોં ઘોળો બોંધુ.
(૧.આકાશની , ૨.વીજળી, ૩.ક્યાં, ૪.ઝાબકે, ૫.ઘોડો, ૬.બાંધું, ૭.નામ)

## ૪૫
## ખાટલે ઘોડો બાંધું !

ગીતનો ઢાળ બદલાય છે. યુવાનીનો ઉન્માદ સમાવ્યો સમાતો નથી. ઉન્માદના ઘોડાને-કામાવેગ ને ક્યાં સમાવું ? એને ક્યા ખીલે બાંધું ? વેવાણને ખાટલેજ આ ઘોડો બંધાશે, લાવ ખાટલે ઘોડો બાંધું !

કોં[૧] ઘોળો [૨]બોંધું[૩] લી[૪] વેવોંણ,[૫]
કોં ઘોળો બોંધુ લી વેવાણ
કોં ઘોળો બોંધું લી લખળી[૬]
કોં ઘોળો બોંધી લી લખળી
ખાટલે ઘોળો બોંધું લી લખળી
ખાટલે ઘોળો બોંધું લી લખળી
(૧.ક્યાં, ૨.ઘોડો, ૩.બાંધું, ૪.અલી, ૫.વેવાણ, ૬.નામ)

## ૪૬
## ઊંઘમાં ભાન ન રહ્યું !

વડેલી તા. સંખેડામાં શેખ પાટીદાર રહે છે. તેમના ઓરસંગ નદીના કાંઠે કાછલા (ખેતરો) છે. ઉનાળા દિવસની ઊંઘ ઘણી ભારે હોય છે. ઓ ભોળી નાયકી ! પેલી વેવાણ શેખોના કાછલોમાં રાતે સૂતી હતી. ઊંઘના ઘેનમાં એને કશું ભાન ન રહ્યું. સવારે જાગી ત્યારે પોતાનાં કપડાંનું ભાન થયું. કેડ પર હાથ પડતાંજ

ભાન થયું કે, ઘાઘરો નથી. રાંડ વેવાણ ! તારી એવી કેવી ઊંઘ ? કેડેથી કોઇ અનાડી ઘાઘરો કાઢી લઇ ગયો છતાં તને ભાન ન રહ્યું !

શેખોના[૧] કાછલોમેં[૨] સુએ[૩] જેલી રે[૪]
ભોળી મોજ[૫] નાઇકી.[૬]
વેવોંણીનું ઘાઘરુ [૭]જુવોન[૮] ખેંચી જેલા[૯]
ભોળી મોજ નાઇકી.
મંજલીનું[૧૦] ઘાઘરુ જુવોન ખેંચી જેલા
ભોળી મોજ નાઇકી.
સવારે ઊઠીને રોંડ[૧૧] માટીને[૧૨] પૂછે
ભોળી મોજ નાઇકી.
ઉ[૧૩] શું જોંણું[૧૪] રોંડ કા'રે[૧૫] ખેંચી જેલા
ભોળી મોજ નાઇકી

(૧.શેખ પાટીદાર(સંખેડા તાલુકાના વડેલી ગામમાં રહેતા અને મુસલમાન ધર્મ પાળતા), ૨.કાછલા-નદી કિનારાનાં ખેતરો, ૩.સૂઈ, ૪.ગયેલી, ૫.સમજાતું નથી, ૬.નાયકી-નામ, ૭.ઘાઘરો-તુચ્છકાર વાચક પ્રયોગ, ૮.જુવાન, ૯.ખેંચી ગયેલા, ૧૦.મંજલી નામ, ૧૧.રાંડ-ગાળ, ૧૨.પતિ, ૧૩.હું, ૧૪.જાણું, ૧૫.ક્યારે.)

## ૪૭
## તાડની મોરી જેવી વેવાણ !

ઉનાળામાં તાડનાં પાન ફૂટે છે. કુમળાં પાનનો ગુચ્છો-મોરી સુંદર દેખાય છે. આ મોરી જેવી વેવાણ જુવાન છે, ઓ મોતીસંગ રાજા !

તાળની[૧] મોરી[૨] ફુલેલી [૩]
મોતીસંગ રાજા ![૪]
કે [૫] દા'ળોની[૬] વેવોંણ ફૂલેલી,
મોતીસંગ રાજા !
કે દા'ળોની ઉજલી[૭] ફૂલેલી,
મોતીસંગ રાજા !
ફૂલીને ફૂલકે ચળેલી,[૮]
મોતીસંગ રાજા !

(૧.તાડ (વૃક્ષ), ૨.કલગી (પાંદડાંનો વચલો કુમળો ભાગ), ૩.ખીલેલી, ૪.જૂનું વ્યક્તિવાચક નામ છે, ૫.ક્યા-ક્યારની, ૬.દહાડા, ૭.નામ, ૮.ખૂબ ફુલાઇને-મગરૂર થઇને ફરવું.)



## ૪૮
## ઉન્માદ ઘેલી વેવાણ

ઓ વેવાઇ ! આ કેવું ? તેં તારી દીકરીને વાસેલમાં જ રમતી મૂકી દીધી ? વાસેલમાં તો કેવાં મોટાં મોટાં ઢેફાં હોય ? તારી ઉન્માદ દીકરીને જુવાનોએ પકડી. એને વાસેલમાં સાટોળીના બંધ વડે બાંધી. સાટોળીના મજબૂત બંધ તોડી નાખ્યા ! જુવાન સાથે ધીંગા મસ્તીની મોજ માણી ! આ જુઓને વાસેલનાં ઢેફાં (કાળી ભોંયનાં નક્કર)ભાંગી નાખ્યાં !

વાસેલમેં [૧]રમતી[૨] મેલેલી,[૩]
ઓ વેવાય[૪] તારી છોરી,[૫]
વાસેલમેં રમતી મેલેલી રે લોલ
વાસેલી ઢળિયાં[૬] ભોંગી[૭] નાઇખાં,[૮]
ઓ વેવાય તારી છોરી,
વાસેલી ઢળિયાં ભોંગી નાઇખાં રે લોલ
હટેળી[૯] બંધીયે[૧૦] બોંધેલી,[૧૧]
ઓ વેવાય તારી છોરી,
હટેળી બંધીયે બોંધેલી રે લોલ.
હટેળી બંધ તોળી[૧૨] નાઇખો,[૧૩]
ઓ વેવાય તારી છોરી,
હટેળી બંધીયે બોંધેલી રે લોલ.

(૧.વાસલ-પડતર રાખેલી જમીન, ૨.રમવા, ૩.મૂકેલી, ૪.વેવાઇ, ૫.છોરી-દીકરી, ૬.ઢેફાં, ૭.ભાંગી, ૮.નાખ્યાં, ૯.સાટોડી (વનસ્પતિ), ૧૦.બંધ-રેસા, ૧૧.બાંધેલી, ૧૨.તોડી, ૧૩.નાંખ્યો.)

## ૪૯
## તુવેરનાં કરાંઠાં વીણવા

એવું લાગે છે કે, આ પ્રદેશમાં તુવેર બહારથી પ્રવેશી હશે. તે વખતે એનાં પાંદડાં ચાખી જોતાં તૂરાં લાગ્યાં હશે. તેથી એનું નામ તૂરી તુવેર પડી ગયું હશે. કરાંઠા વીણવાનું કામ નીચાં નમીને-ઊગળાં ઊગળાં વીણવું-કરવું પડે છે. તેથી કેડો ખૂબ દુખી આવે છે. અહીં કામનો છૂપો સંકેત છે. ઓ વેવાણ ! તારી કાચી જુવાનીમાં આ કામ, તને ભારે પડી જશે !

તૂરી તુવેર[૧] તારાં કરોંઠાં[૨] વીણાવું રે
તૂરી બંધવેલો.[૩]
ઓલી[૪] ઓ વેવોંણ, તારી કાચી જુવોનીરે[૫]
તૂરી બંધવેલો.

ઓલી ઓ રૂખી[૬], તારી કાચી જુવોનીરે
તૂરી બંધવેલો.

(૧.ચાવતાં પાન તૂરાં લાગે તેવી તુવેર, ૨.વેણો, ૩.તુવેરનો બંધ, ૪.અલી, ૫.ઊગતી જુવાની, ૬.નામ)

## ૫૦
## દિલ ગુંજારવ કરે

આ ગીત વખતે થતો લગ્નનો નાચ તારાપુર તા. પાવીજેતપુરમાં જોવા મળ્યો. આ બાજુ ગીત પ્રમાણે નાચ બદલાય છે. સૂરત તરફ આદિવાસીઓનું છો ચાળા નૃત્ય છે. તેવું અહીંનાં નૃત્યોમાં છે. નાચની ચાલને ચાળો કહે છે. નૃત્ય એક. પણ ચાળા બદલાય. એમ અહીંના આદિવાસીઓને પૂછતાં જણાવેલું છે. આ ગીત રોળા-વસંતનૃત્ય તરીકે... નાચતાં નાચતાં કન્યાઓ શિયાળાની રાત્રીએ ગાય છે, જેનો ભાવાર્થ આ પ્રમાણે છે :

ઓ શૃંગીવાળા ! શૃંગી વગાડનારા, તું મારા મનમાં વસી ગયો છે. હાલતાં ને ચાલતાં મારું મન એમાં મસ્ત બની ગયું છે. મને કશો કામ ધંધો સૂઝતો નથી. બધે તું જ દેખાય છે. મારું મન, પેલા પવનમાં જેની ડાળો હાલમ દોલણ (હાલક ડોલક) થાય છે, હમણાં તૂટી પડશે, હમણાં તૂટી પડશે એમ થાય છે. એ આંબલા પેઠે મારું મન ઝોલાં ખાય છે.

ગીતની પ્રથમ પંક્તિ સાગની સોટી, શીશમની ડોંડીરે એમ છે. તે ઉપરથી અનુમાન કરી શકાય કે, યુવકો સાગની સોટી અને શીશમના ડાંડિયા લઇને નાચતા હશે. ત્યારે શરણાઇને બદલે બળદના શિંગડાની બનાવેલી શૃંગી વગાડતા હશે.

સાગની[૧] સોટી, શીશમની[૨] ડોંડી રે,[૩]
ઓ સનગીવાળા[૪]
મારું દલ[૫] ઓંબલે[૬] ગુંજારા[૭] મારે લોલ.
લાકળાં[૮] લેવા જેલી[૯], ભારાનો ઝોલો[૧૦] લાયગોરે[૧૧]
ઓ સનગીવાળા
મારું દલ ઓંબલે ગુંજારા માટે રે લોલ.
પોંણી[૧૨] ભરવા જેલી, બેળોનો[૧૩] ઝોલો લાયગોરે
ઓ સનગીવાળા
મારું દલ ઓંબલે ગુંજારા માટે રે લોલ.

(૧.સાગ વૃક્ષ, ૨.સીસમ વૃક્ષ, ૩. દાંડી-દાંડિયો, ૪.શૃંગીવાળા-સંબોધન, ૫.દિલ, ૬.આંબલો-વૃક્ષ, ૭.ગુંજારો-ડોલણ-ડોલે, ૮.લાકડાં, ૯.ગયેલી, ૧૦.આંચકો, ૧૧.લાગ્યો, ૧૨.પાણી, ૧૩.બહેડાં-બેડલાં (બ.વ.))



## ૫૧
## રાતી ચાંચનું હરિયાળું

મારો લીલી-પીળી પાંખનો પોપટ છે. રાતી ચાંચવાળું હરિયાળું છે. એ હરિયાળું વેવાણનું ઘર ક્યાં છે એ પૂછી જુએ છે. વેવાણનું ઘર ઘેરી લીધું પછી ઘરમાં પેઠું.

મારો લીલી પીળી પોંખનો[૧] પોપટો[૨]
હેરી લાલ[૩]
રાતી ચોંચનું[૪] હરિયાળું.[૫]

વેવોણી[૬]નું ઘર પૂછી જુવે[૭]
હેરી લાલ
રાતી ચોંચનું હરિયાળું

ઘર ઘેરી ઘરમેં પેઠેલું
હેરી લાલ
રાતી ચોંચનું હરિયાળું

(૧.પાંખ વાળો, ૨.પોપટ, ૩.સંબોધન, ૪.ચાંચવાળું, ૫.લીલારંગનું પક્ષી ?, ૬.વેવાણ નું, ૭.જુએ)

## ૫૨
## બાજરા-મસુરની ખેતી

નદી કાંઠે કાછલા છે. આ કાંઠે બાજરો વાવ્યો છે. પેલી કાંઠે મસૂર વાવેલ છે. ખેતીની મોસમ સારી છે. મારી પાસે ઘણા પૈસા છે. ઓ વેવાણ ! તારી જુવાની એળે જાય છે ! તારા પહેરવા-ઓઢવાના દહાડા છે. કલિયાં-પહેરવાં હોય તો અહીં આવ. હું પહેરાવું !

આ તેળે[૧] ઓઇરો[૨] બાજરો 'લા[૩] ભીમજી ![૪]
પેલી તેળે ઓઇરો મસૂર.[૫]
કલિયા[૬] પે રે[૭] તો ઓરી[૮] આવે 'લી[૯] વેવોંણ
કલિયાં પેરાનું[૧૦] જુગ જાય ![૧૧]

(૧.તેડ-કિનારો, ૨.ઓર્યો-વાવેતર કર્યું, ૩.અલ્યા, ૪.ભીમજી (વ્યક્તિવાચક નામનું સંબોધન), ૫.મસૂર (કઠોળ), ૬.કડલાં, ૭.પહેરવાં હોય, ૮.પાસે, ૯.અલી, ૧૦.પહેર્યાનો, ૧૧.સમય જાય છે. અવસર જાય છે.)

## ૫૩
## ઝમ્મ ઝાંઝરિયું

નદી કિનારે ધૂળી બગલી ચરે છે. તે માછલાં મારીને ખાય છે. મોટી માછલીનો કાંટો વાગ્યો, એ તરફડે છે ! હમણાં જીવ જાય, હમણા જીવ જાય એમ થાય છે !

ઘાંચીની છોકરી ઓટલે બેસીને ગોળ ખાતી હતી. ખાતી ખાતી ગબડી પડી. ઘાંચી પેટ કૂટવા લાગ્યો.

કીડીને પગે ઝમ્મ ઝમ્મ બોલતું ઝાંઝર હતું. ભરી સભામાં છૂટી પડ્યું. અને તેનો ઝોલો પેલી હરણીને લાગ્યો ! તે ખોડંગાતી ખોડંગાતી જાય છે !

નંદી[૧] કિનારે રે ધૂળી બગલી[૨] ચરે,
ધૂળી બગલી ચરે,
મછિયાં[૩] વીણી ચૂંટી[૪] ખાય...
બડી[૫] મછીનો[૬] કોંટો રે[૭] લાગિયો,[૮]
તલપ તલપ જીવ જાય...[૯]
ઘોંચીળાની[૧૦] છોરી રે[૧૧]
ઓટલે બેસીને ગોળ ખાય.
ખાતી રે ખાતી ઢસરી રે[૧૨] પઇળી,[૧૩]
ઘોંચિળો[૧૪] કૂટે પે...ટ
કીળીને[૧૫] પગે રે ઝમ્મ ઝાંઝરિયું.[૧૬]
ઝમ્મ ઝાંઝરિયું.
ભરી સભામેં[૧૭] છૂટીરે પળિયું[૧૮]
એણી[૧૯] ખોળંગતી[૨૦] જાય...

૧.નદી, ૨.એક જાતનું બગલું, ૩.માછલાં, ૪.પકડી, ૫.મોટી, ૬.માછલીનો, ૭.કાંટો, ૮.વાગ્યો, ૯.તરફડી તરફડીને જીવ જાય છે, ૧૦.ઘાંચીની, ૧૧.દીકરી, ૧૨.ગબડી, ૧૩.પડી, ૧૪.ઘાંચીડો-ઘાંચી, ૧૫.કીડી, ૧૬.ઝાંઝર, ૧૭.દરબારમાં, ૧૮.પડ્યું, ૧૯.હરણી (પ્રાણી), ૨૦.ખોડંગાતી-ખોડી ખોડી-લગંડી પેઠે.
આ ગીત ફક્ત પુરુષો જ ગાય છે. તડવી ઉપરાંત તળબદા કોમમાં પણ ગવાય છે.



## કૂદણિયું નૃત્ય

કૂદણિયું નૃત્ય પણ લગ્ન પ્રસંગનું સ્ત્રી નૃત્ય છે. હાલેણીમાં પુરુષો ભાગ લે છે પણ કૂદણિયામાં ભાગ લેતા નથી.

આ નાચમાં ઢોલ-શરણાઇની જરૂર પડતી નથી.

હાલેણી પેઠે આ નૃત્યમાં સ્ત્રીઓ ગીતો ગાય છે.

કૂદણિયા નૃત્યમાં હાલેણી પેઠે જોડાઇને અથવા છૂટા બે ત્રણની જોડીમાં સ્ત્રીઓ નાચે. આ નૃત્યમાં ગીત પુરું થવા આવે એટલે ત્વરિત ગતિએ નાચે કૂદે.

કૂદણિયુંમાં નાચનાર આગળ પાછળ ડગલાં ભરીને ગોળાકાર નાચે. બે ડગલાં ચાલીને અટકે પછી કૂદે. આમ આખું નૃત્ય ચાલ્યાં કરે.

લગ્ન ગાળામાં હાલેણી અને કૂદણિયું એ બે નૃત્યો મુખ્ય હોય છે. તે આખા લગ્ન ગાળા દરમિયાન દરરોજ રાત્રે થાય છે. ઢોલીને લગ્નના દિવસોમાં જ બોલાવે છે. એટલે આખા લગ્ન ગાળામાં દોઢ-બે માસ ઢોલની મદદ વગર થતાં હાલેણી અને કૂદણિયાની મજા આદિવાસીઓ માણે છે.

આ નૃત્યમાં પંદરેક ગીતો ગવાય છે. એમાંથી અહીં છ ગીતો આપી શકાયાં છે. આ ગીતોમાં નવા યુગના બનાવો પણ ઝીલાયા છે. જેમ કે,

તારી સડકે પર ચાલે ગણગાડી
ટોપીવાળો મા' લે છે, હાંરે, હાંરે ટોપીવાળો મા' લે છે.

હાલેણી પેઠે કૂદણિયું નૃત્ય પણ ઢોલ-શરણાઇના વાદ્ય વગર થાય છે. આ નૃત્ય વખતે ગવાતાં ગીતો અહીં આપેલાં છે.

## ૧
## હરાચી ચરી જાય !

મારા ડુંગરવાળા ખેતરે જીરું વાવ્યું છે. કાળી ભોંયના વાસેલમાં મેથી વાવેલી છે. પેલી વેવાણ હરાયા ઢોર જેવી છે, તે ચરી જાય છે !

ડુંગરીએ[1] રે જીરું વાવેલું,
વાસેલમેં રે[2] મેથી વાવેલી
પેલી વેવોંણ હરારી રે[3], હરીચરી જાય,
ડુંગરીએ રે જીરું વાવેલું.
પેલી કમળી[4] હરારીરે, હરીચરી જાય,
ડુંગરીએ રે જીરું વાવેલું.
મારા ભાયોની[5] બાઇળી રે[6] હરી ચરી જાય
ડુંગરીએ રે જીરું વાવેલું.

(૧.ડુંગરી વાળા ખેતરમાં, ૨.વાસલ મૂકેલા ખેતરમાં, ૩.હરાચી, ૪.નામ, ૫.ભાઇની, ૬.બાયડી-પત્ની.)

## ૨
## કયો પતિ ?

હે વેવાણ ! આમાંથી પસંદ કર કયો તારો પતિ ? હીરાગળ ટોપી પહેરેલો ભાઇ ? અથવા પેલો ગાડી હાંકે છે તે ?

ચલ[1] ગોરી રે[2] ઇરાવાળી[3] ટોપી.
કે[4] વેવોંણ રે[5] કયો તારો માટી ?[6]
કે વેવોંણ રે વોંણિયો[7] તારો માટી ?
ચલ ગોરી રે ઇરાવાળી ટોપી.
કે વેવોંણ રે કયો તારો માટી ?
કે વેવોંણ રે ગાળીવાળો[8] તારો માટી ?

(૧.ચાલ, ૨.ગોરી-સ્ત્રી, ૩.હીરાગળ, ૪.કહે, ૫.વેવાણ, ૬.ધણી, ૭.વાણિયો-વેપારી, ૮.ગાડીવાળો-રેલગાડી ચલાવનારો ડ્રાયવર)

## ૩
## વાડીમાં સહજીવન

વાડીમાં મેથીનું વાવેતર કરેલું હતું. ભાઇ એ વાડીમાં રખેવાળ હતો. વાડીમાં વેવાણ આવતી. ભાઇના બોલાવવાથી આવતી. શા માટે આવતી જાણો છો ?



ધંધા-પાણી માટે-ભાઇની પત્ની તરીકે રહેવા આવતી હતી.

એ મેથી[1] વાવેલી રે વળીયોમેં[2]
ધંધો પોણી રે[3] વળીયોમે
એ વેવોણ આવેલી રે વળીયોમેં
ધંધો પોણી રે વળીયોમે
એ શું કવા આવેલી રે વળીયોમેં
ધંધો પોણી રે વળીયોમેં,
એ કયે[4] ભાયે[5] તેળી રે વળીયોમેં
ધંધો પોણી રે વલીયોમેં
એ મનુ ભાયે[7] તેળી રે વળીયોમેં
ધંધો પોણી રે વળીયોમેં

(૧.મેથી(મસાલો), ૨.વાડીમાં, ૩.જીવનકાર્ય, ૪.કયા, ૫.ભાઇએ, ૬.તેડી-બોલાવી, ૭.નામ.)

## ૪
## વેવાણ આવું આવું કરે !

કણઝીનું ડાળું દાબી મૂક્યું છે. સાગનો સોટો છે. ઓ ભાણેજ ! પેલી વેવાણ આવું આવું કરે છે. ભાઇ લાવું લાવું એવો મનસૂબો કરે છે. મનમાં સતત રટણ કરે છે!

કણઝીનું[1] ડાળું[2] દાબેલું[3] 'લા[4]
સાગેરી[5] સોટો[6] 'લા ભોંણજું.[7]
વેવોંણ તો આવું આવું કરે લા
સાગેરી સોટો 'લા ભોંણજું.
કયો ભય તો લાવું લાવું[10] કરે 'લા
સાગેરી સોટો લા ભોંણજું.

(૧.કણઝી(વૃક્ષ), ૨.ડાળી, ૩.ભોંયમાં દાટેલું, ૪.અલ્યા, ૫.સાગનો, ૬.સોટો-વળી જેવી લાંબી લાકડી, ૭.ભાણેજ(સંબોધન), ૮.ઘરની પત્ની તરીકે આવવા થનગની રહી છે, ૯.ભાઇ, ૧૦.લાવવા ઇચ્છા કરે છે.)

## ૫
## બિલાડો ધણી

ઓ વેવાણ ! એ ઝાડોના ઝૂંડમાં ના જઇશ. એમાં રાની બિલાડો છે. એ બાજું તું પાણી ભરવા ન જઇશ. તારો માટી બિલાડો તને બીવડાવશે.

ઝાળોમેં[1] ગુણચારી[2] બલાળો,[3]
વેવોંણ પોણી[4] ના[5] જઇશ[6]
હ્તારો માટી[7] બલાળો.

(૧.ઝાડોમાં-ઝાડીમાં, ૨.મોટો, ૩.બિલાડો, ૪.પાણી ભરવા, ૫. ન, ૬.જઇશ, ૭.ધણી. એક જાતની ગાળ)

## ૬
## વેવાણ સગી ભાભી લાગે છે !

આ ગીતમાં હાલો કે આલો-આપો છે કે, તે સ્પષ્ટ સમજાતું નથી. દાભીયાં એ લોખંડનું કોઇ સાધન છે કે નહિ તે સમજાતું નથી.

હાલો[1] હાલો લુવારી[2] મારાં દાભીયાં રે[3]
પેલી વેવોંણ વેવોંણ કે'ચ છે[4]
એ શું સગી લાગે ?
લુવારી મારાં દાભીયાં રે.
એ તો સગા ભાયની[5] બાઇળી[6]
લુવારી મારાં દાભીયાં રે.

(૧.ચાલો કે આલો, ૨.લુહાર ?,૩.દાભીયાં (કડલાં ?), ૪.કહે છે, ૫.ભાઇની, ૬.બાઇડી-ધણીયાણી)



## વિશેષ નામ સૂચિ

## શબ્દ સૂચિ

**ઝમ્મ ઝાંઝરિયું રે**

'વડોદરા જિલ્લાના તડવી આદિવાસીઓમાં પ્રચલિત હાલેણી અને કૂદણિયું નૃત્ય અને તેનાં ગીતો'

રેવાબહેન તડવી

***Zamm Zanzariyun Re***

Songs related to the Haleni & Kudaniyun dances of the Tadvis of the Vadodara district

Revaben Tadvi

ડૉ. ભગવાનદાસ પટેલ, ખેડબ્રહ્મા

ને સમર્પિત



દૂ ધદ્દહછી : ૧૯૯૯
દૂ દ્રુથ : ૧૯૯૯
ત્ર્જીફું દ્રુથ : ૨૦૦૭

ધદ્દપથ
જીજ્ગ્ઝ્ઃઠ્ઠ્રખ્રઇ

છ્રઇક્ષ્રઇ
જીપથ્દ્દક્ષ્થક્ષ્ઇહજી
૫, ધર્ઠ્ઇહટઝજી ફ્ર્હૃઝથ્રઇપ
દ્દથ્ઇઇધદ્દ્રઝઝદ ૯
ક્ષ્ઇક્ષ્ઠ્થ્દ્રુપ-૩૯૧૧૬૫
ર્હ્ઇક્ષ્ઠ્ઇપદ

ત્રિ ઇ ઠ:૧૨૦/-

## ઝમ્મ ઝાંઝરિયું રે નું પ્રકાશન

ગુજરાતમાં લોકસાહિત્ય ક્ષેત્રે શ્રી. ઝવેરચંદ મેઘાણીએ ઘણું કામ કર્યું છે. લોકગીતો અને લોકકથાઓનાં પુસ્તકો પ્રકટ કર્યાં છે. લગ્નગીતો ચૂંદડી નામે અને બીજાં ગીતો રઢિયાળી રાત નામે પ્રગટ કર્યાં છે.

સાબરકાંઠામાં ડૉ. ભગવાનદાસ પટેલે ગોઠિયા નાં નૃત્યગીતો પ્રગટ કર્યા છે. ડૉ. જયાનંદ જોષીએ રાજપીપળાંના છેલિયા નામે ગીતો પ્રગટ કર્યાં છે.

મધ્ય ગુજરાતના આદિવાસી પ્રદેશનાં નૃત્યગીતો અને નૃત્યપરિચય સાથેનું આ પહેલું પ્રકાશન છે. આ પુસ્તકમાં તડવી આદિવાસીઓમાં પ્રચલિત લગ્ન પ્રસંગે થતાં હાલેણી અને કૂદણિયું નૃત્યના પરિચય સાથે નૃત્યગીતો પ્રગટ થાય છે.

સાદાં દેખાતાં અને અશ્લીલ ભાવનાં લાગતાં આ ગીતો તેના લોકસંગીતને કારણે સાચવી રાખવા જેવાં છે. ગીતોના ઢાળ ગુજરાતના લોકસંગીતમાં આગવો ફાળો આપે તેવા છે.

આ અગાઉ નીંદવાની ક્રિયા વખતે ગવાતાં ગીતો રાજલ પાતળી નામે અને ગરબાગીતો રાધા ગોરી ને કહાન કાળો નામે પ્રગટ કર્યાં છે.

આ ગીતો લગ્નનૃત્યગીતો છે. ગુજરાતમાં આ લગ્નનૃત્ય ગીતો, નૃત્યના પરિચય સાથે, સચિત્ર પ્રથમ વારજ પ્રગટ થાય છે. આને લોકચાહના મળશે તો શિયાળાનાં નૃત્યગીતો અને રોળા નૃત્યગીતો, પરિચય સાથે સાગની સોટી, સીસમની ડાંડીરે નામે પ્રગટ કરવાનું આયોજન છે.

આ સંગ્રહની મુદ્રણ વ્યવસ્થા ડૉ. ગણેશ દેવી, નિયામકશ્રી ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર, વડોદરા એ કરી આપીને મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. આ પુસ્તકને લોક સાહિત્ય પ્રકાશન યોજના હેઠળ સહાયપાત્ર ઠરાવીને સહાય આપવા બદલ ગુજરાત સાહિત્ય અકાદમી ગાંધીનગરના મહામાત્ર શ્રી. તથા પસંદગી સમિતિની હું ખૂબ આભારી છું.

રેવાબહેન તડવી
છોટા ઉદેપુર
૨૨.૦૨.૧૯૯૯

## માહિતી દાતા

૧. શ્રીમતી અંબાબહેન, પિતા કરશનભાઇ તડવી
વતન ગુંડીચા, તા. સંખેડા, મોસાળ ભદ્રાલીમાં ઉછેર,ઉંમર ૩૯ વર્ષ,
અભ્યાસ ધોરણ બીજું
૨. શ્રીમતી શાંતિબહેન, પિતા ઢેડુભાઇ તડવી
વતન ભદ્રાલી, ઉંમર ૩૮ વર્ષ, અભ્યાસ ધોરણ ત્રીજું
૩. શ્રીમતી સંતોકબહેન, પિતા કરશનભાઇ તડવી
વતન ભદ્રાલી, ઉંમર ૪૨ વર્ષ, અભ્યાસ ધોરણ ચોથું
૪. શ્રીમતી જડીબહેન, પિતા મોહનભાઇ તડવી
વતન ભદ્રાલી ઉંમર ૩૭ વર્ષ, અભ્યાસ ધોરણ ત્રીજું
૫. શ્રીમતી મોટડીબહેન, પિતા રયજીભાઇ તડવી
વતન ભદ્રાલી, ઉંમર ૪૨ વર્ષ, અભ્યાસ ધોરણ બીજું
૬. શ્રીમતી દલીબહેન ચીમનભાઇ તડવી
વતન ભદ્રાલી, ઉંમર ૪૧ વર્ષ, અભ્યાસ ધોરણ બીજું
૭. શ્રીમતી સુંદરબહેન બાલુભાઇ તડવી
વતન ધોલપુર, ઉંમર ૪૧ વર્ષ, અભણ
૮. શ્રીમતી શાંતાબહેન, પિતા નાનાભાઇ તડવી
વતન ભદ્રાલી, ઉંમર ૪૦ વર્ષ, અભણ
૯. શ્રીમતી રેવાબહેન, પિતા કાળાભાઇ તડવી
વતન ભદ્રાલી, તા. સંખેડા, ઉંમર ૪૦ વર્ષ, અભ્યાસ ધોરણ પાંચમું,
ગીત સંપાદક

ગીત સંપાદન સમય ઇ.સ. ૧૯૭૦, સ્થળ ભદ્રાલી, તા. સંખેડા

## અનુક્રમણિકા

